पुस्तक ७७ थी ७९

# विविध ग्रन्थमाला

वर्ष ७ मुं
सं. १९७२.

# स्वामी विवेकानंद

## भाग ४ थो.

अनुवादक:-
नर्मदाशंकर बाळाशंकर पंड्या.

प्रकाशक:-सस्तुं साहित्य वर्धक कार्यालय

स्थळ-
मुंबई, २

अने
अमदावाद.

विविधग्रन्थमालाः अंक ७७ थी ७९: वर्ष सातमुं-सं. १९७३.

# स्वामी विवेकानंद

## एमना सदुपदेश-भाग ४ थो.



सस्तुं साहित्य वर्धक कार्यालयने माटे

અનુવાદકઃ-શ્રીયુત નર્મદાશંકર બાલાશંકર પંડયા-સુરત.

સંપાદક અને પ્રકાશકઃ-ભિક્ષુ-અખંડાનંદ

કાલબાદેવી રોડ-મુંબઇ.



આવૃત્તિ ૧ લી-પ્રત ૪૫૦૦. ઇ. સ. ૧૯૧૭.

મૂલ્ય-વાર્ષિક ફાળે ๐ાર પાકું પૂઠું ๐ા= પો๐ માફ.

અમદાવાદ—સલાપોસ રોડ,
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

છૂટક મૂલ્ય ૦॥= પાકું ૦॥।= પો. જુદું.

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦ | ૭ | સ્થિરિતા | સ્થિરતા |
| ૧૫ | ૪ | સ્નાાન | સ્નાન |
| ૧૫ | ૨૧ | ઉથાપવું | ઉથામવું |
| ૧૮ | ૧૧ | રમતા હત | રમતા હતા. |
| ૨૬ | ૯ | છે, | છે. |
| ૩૪ | ૮ | હતું, | હતું. |
| ૩૫ | ૧૩ | મહાભાગના | મહાભાવના |
| ૩૭ | ૨૧ | હતા | હતા. |
| ૪૩ | ૧૭ | હોતું નથી. | હોતો નથી. |
| ૫૦ | ૧૭ | ગયા છે. | ગયા છે, |
| ૫૪ | ૯ | આસ્તિત્વ | અસ્તિત્વ |
| ૫૫ | ૧ | જગત શોધી | જગતને શોધી |
| ૫૫ | ૧૮ | જે સંસ્કાર | જે કુસંસ્કાર |
| ૬૦ | ૧૪ | મહા પુરૂષો | મહાપુરૂષો |
| ૬૩ | ૨૨ | સંપૂણુ | સંપૂર્ણ |
| ૮૪ | ૧૩ | ગુણુ મટે | ગુણમાટે |
| ૮૮ | ૧ | પણ તે આજ | પણ આજ |
| ૧૨૩ | ૮ | અજય | અજય્ય |
| ૧૩૮ | ૧૧ | શિરોમણુનાં | શિરોમણિનાં |
| ૧૪૧ | ૨૫ | કાવ્ય છે. | કાવ્ય છે ! |
| ૧૪૭ | ૬ | નિભયપાણે | નિર્ભયપણે |
| ૧૪૭ | ફૂટનોટની ૩ જી | ગુજારાત | ગુજરાત |

| | | | |
|---|---|---|---|
| ૧૫૩ | ૩ | આસ્તિત્વ | અસ્તિત્વ |
| ૧૫૬ | ૨ | આમજ હોય? | આમજ હોય, |
| ૧૬૫ | ૧૭ | અડધાં, ભૂખ્યાં | અડધાં ભૂખ્યાં |
| ૧૭૫ | ૪ | જોઇ શકશો, | જોઇ શકશો. |
| ૧૭૯ | ૪ | વિચાર આવતાં | વિચાર ન આવતાં |
| ૧૯૦ | ૧૭ | અનંત નાગકેશરનાં ખેતર, | અનંતનાગ, કેશર-નાં ખેતર, |
| ૨૨૨ | ૧૩ | ઢોલ | ખોલ |
| ૨૪૫ | ૨૩ | નશ્ચયપૂર્વક | નિશ્ચયપૂર્વક |
| ૨૪૮ | ૨ | જેણે | તેણે |
| ૨૫૦ | ૧૮ | ર્વજો | પૂર્વજો |
| ૨૭૨ | ૧૬ | (Comic mind) | (Cosmicmind) |
| ૨૭૯ | ૧૩ | નશ્ચળ | નિશ્ચળ |
| ૨૮૯ | ૩ | ઢંકાયલો નથી; | ઢંકાયલો છે; |
| ૩૧૦ | ૬ | એક જ્ઞાનની | જ્ઞાનની |
| ૩૨૭ | ૬ | એસોશિયનો | એસોશિએશનો |
| ૩૩૨ | ૧ | ઉતરો | ઉતરે |
| ૩૩૨ | ૩ | માણસે | માણસો |
| ૩૩૩ | ૧ | કાચા પાયા | કાચના પાયા |
| ૩૬૮ | ૧૫ | ઉત્સાહમાં જગાડયોછે. | ઉત્સાહ જગાડયો છે. |
| ૩૮૬ | ૧૭ | તૃષ્ણારાહત | તૃષ્ણારહિત |
| ૩૮૬ | ૧૮ | ઉદ્દેશ | ઉદ્દેશ |
| ૩૯૮ | ૭ | છોડીદ્દો | છોડી દો. |

# નિવેદન.

સ્વામી વિવેકાનંદજી અમેરિકાથી પાછા વળતાં તેમને જુદે જુદે સ્થળે અપાયલાં માનપત્રો, તથા તેના ઉત્તરમાં તેમણે આપેલાં ભાષણોનો એક ભાગ ચાલુ વર્ષની શરૂમાં નીકળેલો; તેના અનુસંધાન રૂપ આ ભાગ પણ આજ વર્ષમાં ગ્રાહકોના હાથમાં મૂકતાં આનંદ થાય છે. આ ભાગમાં મદ્રાસથી આલ્મોરા તથા કાશ્મીર સુધીની સ્વામીજીની બાકીની મુસાફરી દરમિયાન તેમણે આપેલાં ભાષણો તથા તેમની દિનચર્યા સંબંધી કેટલીક હકીકત અપાયલી જણાશે.

આ ભાગો તેમજ જે પુસ્તકો ઉપરથી તે અનુવાદિત થયા છે તે વિષે આગલા ભાગમાં લખાઇ ચૂક્યું છે.

આ ભાગના અનુવાદક શ્રીયુત નર્મદાશંકર બાલાશંકર પંડ્યા 'વિવિધ ગ્રંથમાળા' ના ગ્રાહકો આગળ પહેલી વારજ રજુ થાય છે. આશા છે કે તેમને હાથે થયેલો આ અનુવાદ વાંચકવર્ગને વાંચવા–સમજવામાં વિશેષ સરલ જણાશે. અનુવાદક બંધુએ આ કાર્ય પાછળ સતત રોકાણ વેઠીને તે ધારેલા સમયમાં બહાર પાડવા સુયોગ આપ્યો તે બદલ તેઓ ધન્યવાદને પાત્ર છે.

દેવપોઢી અગીયારસ.
વિ. સં. ૧૯૭૩ } મંત્રી.

**સૂચના:**—૧. સંસ્થાનો હિસાબ અને રિપોર્ટ હજી પુરેપુરો છપાઇ રહ્યો નથી. ૨. મહાભારતનાં આદિ તથા સભાપર્વ છપાઈ રહેવા આવ્યાં છે; પણ ચિત્રો વગેરેની તજવીજ હજી બાકી હોવાથી બહાર પડતાં કેટલોક વિલંબ થશે. ૩. આ પુસ્તકની શરૂમાં અપાયલી કાશીના રામકૃષ્ણ સેવાશ્રમની હકીકત તરફ પ્રત્યેક વાંચક બંધુનું લક્ષ ખેંચવામાં આવે છે.

# અનુક્રમણિકા.

# શ્રી કાશીપુરીનું રામકૃષ્ણ સેવાશ્રમ.

હરદ્વાર–કનખલના રામકૃષ્ણ સેવાશ્રમ વિષે ગયા ૭૩–૭૪ મા પુસ્તકમાં કેટલીક હકીકત વિદિત કરવામાં આવી હતી. એ પછી ગયા અઠવાડીઆમાં કાશીનો બીજો તેવો આશ્રમ જાતે જોવાનો સુયોગ મળવાથી અને ત્યાંની જનસેવા પણ પ્રશંસનીય જણાવાથી જનસમાજની જાણ માટે તે વિષે અત્ર બે શબ્દ લખવા ઉચિત ગણ્યા છે. સ્વામી વિવેકાનંદના લોકસેવાના ઉપદેશો તેમજ તે ઉપદેશોથી પ્રેરાયલા સજ્જનોજ આ આશ્રમની સ્થાપના અને વહિવટમાં નિમિત્ત રૂપ છે.

આ આશ્રમ હિંદના મહાન તીર્થ કાશીપુરીમાં આવેલું હોઇને તેનું નામ પણ કનખલના આશ્રમની પેઠે " રામકૃષ્ણ સેવાશ્રમ " છે. સુજ્ઞ વાચકોથી આ વાત અજ્ઞાત નથી કે જીવનનો પાછલો ભાગ જ્ઞાન, ધ્યાન ૯૦ સાધનોમાં ગાળવા માટે કાશીનિવાસનો મહિમા હજારો વર્ષથી મનાતો આવ્યો છે; અને હજારોજ નહિ પણ લાખો મનુષ્યો એવા ઉદ્દેશથી ત્યાં સદાને માટે નિવાસ કરી રહે છે. એ સિવાય ત્યાં થોડો સમય રહી ચાલ્યા જનાર યાત્રાળુઓની સંખ્યા તો દર વર્ષે દશવીશ લાખની કે તેથી પણ વધુ થતી હશે.

સાધુ, સંન્યાસી, બ્રહ્મચારી તેમજ દેશ પ્રદેશથી વિદ્યાભ્યાસ માટે આવી રહેતા વિદ્યાર્થી બ્રાહ્મણ બાળકોની સંખ્યા પણ કાશીપુરીમાં ઘણા મોટા પ્રમાણમાં છે. આ સઘળા વર્ગો માટે અહીં લગભગ ૪૦૦) અન્નક્ષેત્ર છે એજ તેમની બહોળી સંખ્યા દર્શાવવાને બસ છે.

આવા વિશાળ સ્થળમાં રોગી મનુષ્યોની સંખ્યા પણ પુષ્કળ હોય અને તેમાં હજારો મનુષ્યો એવાં પણ હોય કે જેઓ ધન, મનુષ્ય, સ્થળ, ઔષધી, ખોરાક, સારવાર વગેરેને અભાવે છેકજ નિરાધાર અને અશક્ત બની જઇને અપાર દુઃખનો અને છેવટે મરણનો ભોગ પણ થઇ પડતાં હોય.

આ સેવાશ્રમ ઉપર જણાવેલા પ્રકારનાં નિરાધાર, અશક્ત, તેમજ વ્યાધિગ્રસ્ત મનુષ્યો—પછી તેઓ કોઇ પણ વર્ણ કે આશ્રમનાં હોય—તેમને ઇશ્વર રૂપ માનીને તેમની સેવા કરવાને માટે સ્થાપિત થયેલું છે. આ કાર્યની શરૂઆત ઇ. સ. ૧૯૧૦ ના જુનની તેરમી તારીખે નીચે જણાવ્યા પ્રમાણે થઇ હતી, જે ઉપરથી જણાશે કે જે કાર્ય હૃદયની ઉંડી લાગણીથી અને પૂર્ણ નિષ્કામ સેવા ભાવથી કરાય છે; તેની શરૂઆત છેક નાના રૂપમાં હોય તોપણ કાળે કરીને તે કેવા વિસ્તૃત રૂપમાં પરિણામ પામે છે, અને **स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्** એ ભગવદ્‌વાક્યની કેવી સફળતા કરે છે.

સ્વામી શ્રી વિવેકાનંદજીના ઓજસ્વી ઉપદેશોથી પ્રેરાઇને રામકૃષ્ણ મિશનના જે બ્રહ્મચારીઓ કાશીવાસ કરી સાધન–ભજનમાં જોડાયા હતા, તેઓમાંના એક જણે ઉપલે દિવસે પ્રાતઃકાળમાં એક નિરાશ્રિત અને ભૂખ તથા રોગથી પીડિત ૮૦ વર્ષની વૃદ્ધા સ્ત્રીને બેભાન હાલતમાં એક ગલી આગળ પડેલી જોઇ. જતા આવતા અનેકોના જોવામાં આવવા છતાં તેમાંના કોઇનું પણ હૃદય તેના તરફ સક્રિય દયા દર્શાવી શક્યું નહિ. ઉપર કહેલા બ્રહ્મચારીની દૃષ્ટિ તેના તરફ ખેંચાતાં તેનું કોમળ પ્રભુપરાયણ હૃદય વ્યાકુળ થઈ આવ્યું અને તેણે આસપાસના લોકો પાસેથી ભીખ માગી ચારેક આના ભેગા કરીને તેવડે તે સ્ત્રીની યથાસાધ્ય સેવા બજાવી. આવી મહત્વની અને નિષ્કામ જનસેવાથી તેમજ આવાં અતિ દુઃખી મનુષ્યોની આંતરડીમાંથી અતિ એકાગ્ર ભાવે ઉદ્‌ભવતી આભાર અને આશિષની કલ્યાણકારક બળવાન લાગણીઓના પ્રભાવથી સેવા કરનારના હૃદય ઉપર જે ઉંડી અને વિશુદ્ધિ કારક અસર નીપજે છે; તેને લઇને આ બ્રહ્મચારીને પરમ શિવોપાસના રૂપ આ સેવાધર્મનો અદ્‌ભૂત મહિમા પ્રત્યક્ષ થયો.

આ સમયથી ત્રણ બ્રહ્મચારીઓએ એ પ્રકારની જનસેવામાં જી-

વન ગાળવાનું અને નિરાશ્રિત દુઃખી જનોનો પત્તો મેળવતા રહીને તેમને માટે ઘર ઘર ભીખ માગી તેમને સરકારી હોસ્પીટલમાં મોકલવાનું તથા જેમને ઘર હોય છતાં પૈસા કે કોઇ બરદાસ્ત કરનારૂં ન હોય તેમની સેવા તેમને ઘેર જઇને કરવાનું શરૂ કર્યું. કાળે કરીને આ વાત તરફ સમજુ ઉદારાત્માઓનું લક્ષ્ય ખેંચાયું અને એક વગવાળી કમીટી આ કાર્યમાં આર્થિક સહાયતા કરવા માટે નીમાઇ. આ પ્રમાણે થવાથી બ્રહ્મચારીઓએ પોતાનું સેવાકાર્ય પૂર્ણ ઉત્સાહ તથા સંયમપૂર્વક ચલવવા માંડયું. ધીમે ધીમે સરકારી અધિકારીઓની સહાનુભૂતિ પણ આ કાર્ય તરફ ખેંચાઇ અને ઇ. સ. ૧૯૧૦ માં બનારસના કલેકટરને હાથે આ સેવાશ્રમનું સ્વતંત્ર મકાન ખુલ્લું મૂકાયું.

હાલ એ આશ્રમમાં બહારથી દવા લેવા આવનારાઓની સંખ્યા દરરોજ સોથી દોઢસો જેટલી છે અને કેટલેક પ્રસંગે તે બસો કે તેથી પણ વધુની રહે છે. આ સિવાય ૫૦ થી ૭૫ નિરાશ્રિત અને અશક્ત દરદીઓને રહેવાની, ખાવાની, દવાની તથા દરેક પ્રકારની સારવારની સગવડ દરદ મટતાં સુધી એ આશ્રમમાંજ મળે છે. દરદીઓની સેવા માટે દશ પંદર બ્રહ્મચારીઓ, ડૉકટર તેમજ કેટલાક વાનપ્રસ્થ થએલા સુશિક્ષિત બંગાળી ગૃહસ્થો આખો સમય આશ્રમમાંજ નિવાસ કરી રહે છે. અશક્ત દરદીઓનાં લોહી, પરૂ તથા મળમૂત્ર સુદ્ધાં આ સેવાપરાયણ બ્રહ્મચારીઓજ ધૂવે છે અને ઉઠાવે છે. કોઇ સ્થળે રેલની કે એવી મોટી આફત આવી પડતાં ત્યાં પણ આ આશ્રમના સેવકો દોડી જાય છે, અને પોતાના તન-મનથી તેમજ બહારની આર્થિક સહાયતાથી ત્યાંના નિરાધાર દુઃખી મનુષ્યોની બનતી બરદાસ્ત ઉઠાવે છે.

આ સેવાશ્રમની બાજુમાં રામકૃષ્ણ મિશનના જ્ઞાન-ભક્તિપરાયણ સાધુ સંન્યાસીઓને માટે એક મઠ સ્થાપવામાં આવેલો છે; જેની દરેક વ્યવસ્થા આ સેવાશ્રમથી તદ્દન અલગ અને એક વૃદ્ધ સંન્યાસીના અધ્યક્ષપણા નીચે ચાલે છે.

રામકૃષ્ણ સેવાશ્રમનો રિપોર્ટ તથા હિસાબ દર વર્ષે અંગ્રેજીમાં બહાર પડતો રહે છે. આ સેવાશ્રમનો માસિક ખર્ચ (બહારથી મળતા અન્ન વગેરે પદાર્થો ઉપરાંત) હાલ દર મહિને સુમારે સાતસો રૂા. નો છે; અને તેનો તમામ આધાર કાંઇ પણ સ્થાયી આવક ઉપર નહિ હોતાં માત્ર બહારથી મળતી સહાય ઉપર જ રહે છે. ઉપર જણાવેલા મઠનો ખર્ચ પણ "આકાશ વૃત્તિ" ના ધોરણે જ ચાલે છે.

ઉપર પ્રમાણે વ્યવસ્થા છતાં આ વિશાળ કાશીક્ષેત્રના પ્રમાણમાં આ આશ્રમની હાલની સગવડો ઘણીજ ઓછી પડે છે અને સેંકડો નિરાશ્રિત દુઃખી મનુષ્યોને આશ્રય ન અપાતાં પાછા વાળવા પડે છે.

થોડા સમયપર સરકારે સહાય કરીને બાજુની કેટલાક એકર જમીન આશ્રમને વેચાતી અપાવી છે; પરંતુ ત્યાં મકાનો તેમજ ઓરડા-ઓરડીઓ બાંધવાને માટે હજી પુષ્કળ મદદની જરૂર છે. ડાકટરને માટે; પરિદર્શકને માટે; વાઢકાપને માટે; કોલેરા, શીતલા તેમજ ક્ષયના ચેપી રોગવાળા દરદીઓને રહેવા માટે; અશકત સ્ત્રીઓને માટે; સેવકોને રહેવા માટે; રસોડા માટે; વગેરે વગેરે બાબતો માટે અનેક ઓરડા, ઓરડી તેમજ મકાનો બંધાવવાનાં હજી બાકી છે. ઓરડીનો ખર્ચ રૂ ૮૦૦ અને ઓરડાનો રૂ ૧૫૦૦ તેમજ જુદા જુદા પ્રકારનાં નાનાં મોટાં દરેક મકાનોનો ખર્ચ રૂ ૫૦૦૦ થી ૧૩૦૦૦ સુધીનો અડસટવામાં આવ્યો છે. આ બાબતનો છાપેલો નકશો ત્યાં લખવાથી મળી શકશે. શકિતવાનોએ આવાં સ્થળોમાં ઉદારતાથી સહાય કરી ઓરડી ઓરડા અથવા મકાન બંધાવી આપીને કાશીપુરીમાં પોતાનું નામ અમર કરવા સાથે પરલોકનું પણ ઉમદા ભથ્થું બાંધી લેવું જોઇએ.

ઉપર પ્રમાણે મકાન ખાતે મદદ કરવાની જરૂર ઉપરાંત ત્યાં જે વધારાના દરદીઓ રાખવામાં આવે તેમને માટે તથા તેમની સેવામાં રહેનારા અવૈતનિક સેવકોને માટે પણ અન્ન, વસ્ત્ર, દવા વગેરેની સગવડ વધારવા

અને ચાલુ રાખવાને ખાતર ઉદાર સહાયની જરૂર છે. બને તેમણે આ પ્રકારની સ્થાયી સહાય દાખલ સારી રકમો ત્યાંની કમીટીને હવાલે કરીને તેના વ્યાજમાંથી હમેશાં એક, બે અથવા વધુ દરદીઓના ખાન-પાન તેમજ ઔષધ વગેરેનો ખર્ચ સદાકાળ નભતો રહે તેમ કરવું જોઇએ. આ પ્રકારનાં દાન કેવાં સાત્વિક અને પુણ્યદાયક છે તે વર્ણવવાનું આ સ્થળ નથી. દેશમાં દરાયલાઓને દરવવા પાછળ અને સ્વાર્થે માટે જોડી કઢાયલાં મહાત્મ્યનાં મોટાંમોટાં ગપ્પાષ્ટકોથી અંજાઇ જઇને દાન-પુણ્યને નામે એક તરફ અપાર દ્રવ્ય છેક અંધશ્રદ્ધાથી ખર્ચવામાં આવે છે; ત્યારે આવાં સાત્વિક દાનો તરફ ભાગ્યેજ કોઇક લક્ષ્ય આપે છે !

ગુજરાત તેમજ મુંબઇ તરફના ઉદારાત્માઓનું આ આશ્રમ તરફ વિશેષ લક્ષ્ય ગયેલું જણાતું નથી. યાત્રાના અભિલાષી દરેક ગુજરાતી બંધુને અમારી આગ્રહપૂર્વક ભલામણ છે કે કાશી, હરિદ્વાર અને વંદ્રાવન જેવાં ઉત્તમ તીર્થોની યાત્રા કરતી વખતે એ દરેક જગાએ આવેલાં રામકૃષ્ણ સેવાશ્રમોની મુલાકાત લીધા વિના પોતાની યાત્રાને તેમણે અપૂર્ણજ સમજવી. દાન પુણ્યના પ્રસંગોમાં જેઓ આવાં ખરાં સહાય પાત્ર સ્થળોને મુખ્યતા નજ આપી શકે તેમણે પણ કાંઇ નહિ તો થોડી ઘણી સહાય પણ આવાં આશ્રમોને આપતાં શીખવું જોઇએ; તેમજ લોકસેવાની વાતો કરવામાંજ બધું આવી જતું સમજનારાઓએ આવાં આશ્રમોનાં દર્શન કરી પોતાના મિથ્યા અભિમાન માટે પ્રશ્ચા-ત્તાપ કરીને પોતાનાં-હૃદય પવિત્ર કરવાં જોઇએ.

સ્વ. લોકમાન્ય ગોખલે, ઑન. સુરેન્દ્રનાથ બેનરજી, લો. મા. તિ-લક, બનારસના કમીશનર તથા કલેક્ટર, તેમજ અન્ય પણ અનેક ઉત્તમ પુરૂષોએ આ આશ્રમ જાતે જોઇને તેના કાર્યને માટે હૃદય-પૂર્વક ઉત્તમ વિચારો દર્શાવીને સહાયતા માટે ભલામણ કરી છે. રિપોર્ટ, દાન વગેરેને માટે એ સ્થળનું શિરનામું આ પ્રમાણે છે:—

**સહાયક મંત્રી રામકૃષ્ણ સેવાશ્રમ, બનારસ—સીટી.**

# હિંદના મહાન દાદા !

## શ્રીમાન દાદાભાઇ નવરોજજીનો સ્વર્ગવાસ.

પ્રત્યેક હિંદવાસીના પરમ પ્રિય હિંદના મહાન દાદા, મહર્ષિ દાદાભાઇ નવરોજજી ( તા. ૩૦—૬—૧૭ ની સાંજે પાંચ વાગતે ) સ્વર્ગગામી થવાથી આજે હિંદુસ્તાનના ખુણે ખુણામાં ગંભીર, ઉંડો શોક વ્યાપી ગયો છે, પ્રત્યેક હિંદી હૃદય હાય મારી રહ્યું છે. તેમના મહાન જીવન * * ઉપરથી દરેક હિંદીને તે મહાત્માએ પોતાના જીવનમાં શું શું ઉપયોગી કાર્ય કર્યું છે, અને હિંદમાતાપર કેવા કેવા મહાન ઉપકારો કર્યા છે, તે સ્પષ્ટ માલુમ પડશે. તેમનું જીવન મહાન હતું, તેઓ પોતે મહાન હતા, અને તેમનું મહાન જીવન આપણને ઉચ્ચ—દિવ્ય માર્ગે દોરે છે. તેમના પ્રસંગે પ્રસંગનું અધ્યયન કરીને તેને મનમાં ઠસાવવાનું છે, અને તેનું મહત્વ હંમેશાં દૃષ્ટિમાં રાખવાનું છે. * * *

એમનું જીવન લગભગ એક સદી જેટલું લંબાયું છે, અને 'શતં જીવ શરદઃ' એ આશીર્વાક્યનું સાફલ્ય તેમના સંબંધમાં પ્રાપ્ત થયું છે. મનુષ્યનું જીવન ૧૦૦ વર્ષ સાધારણ રીતે લંબાય છે; પરંતુ આયુષ્ય તેટલું લંબાવવાને જીવન શુદ્ધ રીતે ગાળવું જોઇએ, પુરૂષ મનસા, વાચા તેમજ કર્મણા પવિત્ર હોવો જોઇએ, અને કુદરતના કાનુનોનું પરિપાલન હંમેશ થવું જોઇએ. આપણામાં એક સાધારણ કહેવત છે કે, અસત્ય બોલવાથી પુરૂષનું આયુષ્ય ઘટે છે, તે પણ આ વાતનું સમર્થન કરે છે. વર્તમાનકાળમાં હિંદી સ્ત્રી પુરૂષોનું તેમજ અન્ય દેશોનાં સ્ત્રી પુરૂષોનું જીવન ઘટી ગયું છે, તેનું કારણ એ છે કે, તેઓ આ કાયિક, વાચિક અને માનસિક જીવનની શુદ્ધતા, પવિત્રતા



મહાન દેશભક્ત દાદાભાઈ નવરોજજી.

જાળવી શકતાં નથી, અને તેટલે અંશે તેમના જીવનનો ક્ષય થાય છે. આપણા ઋષિ મુનિઓએ જીવનનું રહસ્ય અસાધારણ અંતર્દ્રષ્ટિથી જોયું હતું, અને તેથીજ તેમણે જીવન દીર્ઘ કરવાને અમુક અમુક નિયમો બાંધ્યા હતા. આ નિયમોનું પરિપાલન કરનારનું જીવન લંબાયા વિના રહેતું નથી. કાળ, અજેય કાળ આ નિયમોનું પાલન કરનારાઓની સમીપ અકાળે આવવાની હિંમત ધરી શકતો નથી; તે વાત આપણે ભીષ્મ પિતામહના દાખલાપરથી જોઇ શકીએ છીએ. સ્વેચ્છાપ્રાબલ્યથી તેમણે પોતાના મૃત્યુને છ માસ સુધી અટકાવી રાખ્યું હતું તે સર્વ હિંદીઓના જાણવામાં છે. એ દ્રષ્ટિએ જોતાં મહર્ષિ દાદાભાઇએ પોતાનું જીવન કેવું શુદ્ધ ગાળ્યું હશે, તે સહજ કલ્પી શકાય છે. તેમનું આટલું લાંબુ આયુષ્ય એજ તેનો ઝળહળતો પુરાવો છે. આપણા ઘણા અગ્રેસરો પુખ્ત વયે પહોંચતા પહેલાં આ ફાની દુનિયાને ત્યજી જાય છે, અને આપણને ઉંડા શોકમાં મૂકી જાય છે, તેવો શોક આપણને મહર્ષિ દાદાભાઇના મૃત્યુથી થતો નથી. તેઓ પોતે પારસી હતા છતાં પણ તેમની જીવનશુદ્ધતા આશ્ચર્યકારક હતી.

તેમના વિદ્યાર્થિજીવનપરથી વિદ્યાર્થીઓએ પણ અમૂલ્ય બોધ લેવાનો છે. વિદ્યાર્થિવયમાં વિદ્યાર્થીઓએ ફક્ત પાઠય પુસ્તકોજ વાંચવાં અને તે ઉપરાંત બહારનું કાંઇ વાંચવું નહિ એવો અજબ ખ્યાલ કેટલાકના મનમાં ઘુસી ગએલો હોય છે; તેમને દાદાભાઇનું વિદ્યાર્થિજીવન સચોટ જવાબ પુરો પાડે છે. * * * *

એમને એક બીજી એવી ટેવ હતી કે, જે સવાલનો તે અભ્યાસ કરવા માંડતા, તે નાનામાં નાની વિગતોવાર કરતા, અને જ્યારે તેનું સંપૂર્ણ નિરાકરણ આવે ત્યારેજ ઠરતા. ખંતપૂર્વક અને ઉદ્યમથી તે પોતાના કાર્યમાં મંડી રહેતા. એમનું જીવન અમેરિકાના પ્રખ્યાત ધુરંધર ડૉ૦ એડીસનની પ્રતિભાની વ્યાખ્યા સત્ય કરી બતાવે છે.

તેમણે પ્રતિભાની વ્યાખ્યા એવી બાંધી હતી કેઃ–'**પાંચ ટકા બુદ્ધિ અને પંચાણું ટકા પ્રસ્વેદ**'.* ઉદ્યમ વિના ગમે તેવો બુદ્ધિમાન વિદ્યાર્થી ઝળકી ઉઠતો નથી એ વાત સર્વ ઉગતા યુવકે પોતાના મગજમાં કોતરી રાખવી જોઇએ, અને તદનુસાર વર્તવું જોઇએ.

*   *   *   *

તેઓ જોઈ શક્યા કે હિંદના રાજકીય ભવિષ્યનો આધાર ઈંગ્લાંડ ઉપરજ છે, અને તેથી તેમણે પોતાની જીંદગીનો ઉત્તમ ભાગ ઈંગ્લાંડમાંજ ગાળવાનો પસંદ કર્યો. ત્યાં ધંધા અર્થે ગયા હતા, પરંતુ છેવટે ધંધાને વેગળો મૂકવો પડયો, અને રાજકીય ક્ષેત્રમાં તેમણે ઝોકાવ્યું. ઈંગ્લાંડમાં હિંદી વિદ્યાર્થીઓને ઉચ્ચ અભ્યાસ કરવાને ખાસ જવું પડે છે, ત્યાં તેમના હક્કો માટે તેમણે લડત જારી કરી. ખાસ કરીને સીવીલ સર્વીસની પરીક્ષા હિંદુસ્તાન અને ઈંગ્લાંડમાં એક સાથેજ લેવાવી જોઇએ એ સવાલ તેમણે હાથમાં લીધો અને એટલે સુધી ચર્ચા ચલાવી કે, છેવટે તેમને એમ સંતોષ આપવામાં આવ્યો કે, તે પ્રમાણે થશે; પણ દુર્ભાગ્યે અત્યાર સુધી તેમ થયું નથી. હિંદુસ્તાનનો આ હક્ક સ્વીકારાયો નહિ, એટલે તેમને ખરી સ્થિતિનો બરોબર ખ્યાલ આવી ગયો, અને તેથી નિરાશ ન થતાં અજબ આશા બતાવી. તેઓએ આ પરથી શું કર્યું તે સર્વ હિંદીઓએ સ્મૃતિમાં રાખવું જોઇએ. તેમણે એક પ્રસંગે એમ કહ્યું હતું કે; બહુ સારૂં, તમે આટલી માગણી કબુલ કરી નહિ, તો હવે હું હિંદુસ્તાનને સ્વરાજ્ય આપવાની માગણી કરૂં છું. મહાત્મા દાદાભાઇની આ માગણી અવાસ્તવિક નથી–ન હતી, તે ખરો વિચાર કરનાર દરેક હિંદીને માલુમ છે. આપણને સ્વરાજ્ય મળ્યા વિના આપણી અનેક ફર્યાદો, અનેક

---

* **પ્રસ્વેદનો અર્થ અહીં પરસેવો ઉતરે એવો ઉદ્યોગ, પુરૂષાર્થ અથવા પરિશ્રમ સમજવાનો છે.**

દુઃખો ટળવાનાં નથી, એ આપણે જાણીએ છીએ. સ્વરાજ્યની માગણી કરતાં આપણે બ્રિટીશ મહારાજ્યના ઘણા લાભો ભૂલી જતા નથી, મહર્ષિ દાદાભાઇ પણ તે ભૂલ્યા ન હતા, એ લક્ષ્યમાં રાખવાનું છે; છતાં પણ તે બ્રિટીશ રાજ્યને 'પરદેશી' રાજ્ય કહેવાને અચકાતા નહિ. તેમનામાં એક એવો ગુણ હતો કે, નીડરપણે ખુલ્લી રીતે તે પોતાના ખાત્રીભર્યા વિચારો કહી નાખતા, અને તેથી કોઇને પણ સારૂં માઠું લાગશે એવી ખાસ ચિંતા રાખતા નહિ. એજ તેમના અપ્રતિમ મનોબળ અને પ્રબળ આત્માની ખુલ્લી સાબીતી છે.

હિંદના મહાન દેશભક્ત દાદાભાઈ નવરોજજીનો જન્મ ઇ. સ. ૧૮૨૫ના સપટેમ્બર માસની ચોથી તારીખે મુંબઇમાં માંડવી આગળ આવેલા એક ઘરમાં થયો હતો. તેમના પિતાશ્રીનું નામ નવરોજજી પાલનજી દોરડી હતું. તેઓ ગરીબ સ્થિતિના પારસી દસ્તુર એટલે ધર્મગુરૂ હતા. તેમની માતુશ્રીનું નામાભિધાન માણેકબાઇ હતું. તે સ્વભાવે ઘણાંજ શાંત અને ચપળ હતાં. દાદાભાઇના વડવા અસલ નવસારીના વતની હતા. તેમના એક પૂર્વજ ચાંદજી કામદીને મોગલ પાદશાહ જહાંગીરની કૃપા પ્રાપ્ત કરી હતી અને તેણે " મુલ્લાં જામાસ્પ "નો કીતાબ અને દશ વીંઘાં જમીન પારિતોષિક તરીકે મેળવ્યાં હતાં.

દાદાભાઇની ચારેક વર્ષની બાળવયમાંજ તેમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થયો. હવે માણેકબાઇની સર્વ આશાઓ દાદાભાઇપર હતી. તે દાદાભાઇને કાળજીપૂર્વક ઉછેરવામાં અને ઉચિત કેળવણી આપવામાં અને ઉછરતા બાળકને શુભ રસ્તે દોરવામાં પોતાનો કાળ નિર્ગમન કરવા લાગ્યાં. દાદાભાઇને પ્રથમ એક ગુજરાતી નિશાળે બેસાડયા. ત્યાં અભ્યાસ પુરો થતાં તેમને મુંબઇની એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમાં અંગ્રેજી કેળવણી લેવાને દાખલ કરવામાં આવ્યા. આ ઇન્સ્ટીટયુટ તે હમણાંની એલ્ફીન્સ્ટન કોલેજ. અહીંઆં દાદાભાઇએ શિક્ષણ લેવામાં વિસ્મય-

કારક બુદ્ધિચાતુર્ય દર્શાવ્યું હતું. પ્રત્યેક બુદ્ધિવાન બાળકની માફક તેમની બુદ્ધિ ગણિતના વિષયમાં ખાસ કરીને ઝળકી ઉઠી. તેઓ પોતાના વર્ગમાં ઉચ્ચ સ્થળેજ રહેતા અને લગભગ દરેક છાત્રવૃત્તિ અને ઇનામ જિતી જતા. આ સંસ્થામાં અભ્યાસ ચાલતો હતો તેવામાં મીસીસ પોસ્ટન નામક એક વિખ્યાત યુરોપિયન બાનુએ તેની મુલાકાત લીધી; તે વખતે તે દાદાભાઇની ગણિતશાસ્ત્રના વિષયમાં બાહોશી જોઇને ઘણી પ્રસન્ન થઇ અને તેને એક યોગ્ય ઇનામ આપ્યું; એટલુંજ નહિ પરંતુ તેણે પ્રસિદ્ધ કરેલા 'પશ્ચિમ હંદ' નામક ગ્રંથમાં દાદાભાઇની હોશિયારીની ખાસ નોંધ લીધી હતી. આ પ્રમાણે આપણે જોઇ શકીએ છીએ કે તેમની શાળાની તેમજ કોલેજની કારકીર્દી અતિ ઉજ્વળ અને આશાવંત હતી. પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાઇ આવતાં હતાં. એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમાં તેમને સરકારી છાત્રવૃત્તિ મળતી હતી. ૨૦ વર્ષની ઉમ્મરે એમનું ભણુતર પુરૂં થયું. તેમણે કયા સંયોગોમાં શિક્ષણ મેળવ્યું હતું. તે વિષે તે લખે છેઃ—"મને તદન મફત કેળવણી મળતી. હાલની માફક તે વખતે ફી લેવાતી હોત તો મારી ગરીબ માતા મને ભણાવી શકત નહિ, આ ઉપરથી હું મફત કેળવણીનો ચુસ્ત હિમાયતી બન્યો છું, અને અંતઃકરણપૂર્વક એ સિદ્ધાંત સ્વીકારૂં છું કે દરેક બાળક ગમે તો તે ગરીબ માબાપને પેટે જન્મ્યો હોય કે સોનારૂપાને ઘુઘરે રમતો હોય તો પણ જેટલી કેળવણી લેવાનું એનું ગજું હોય એટલી કેળવણી તેને અવશ્ય મળવી જોઇએ."

બાળવયથીજ તેમનું અંતઃકરણ કેટલું બધું જાગ્રત થએલું હતું, તેમનો આત્મા કેટલો પ્રબુદ્ધ હતો, નીતિના વિચારોના અંકુરો તેમનામાં કેવા ફુટતા હતા; તે તેમના નીચેના શબ્દોપરથી માલુમ પડશે. તેઓ કહેતા કે "પહેલ વહેલો આત્મબોધ હું લગભગ ૧૫ વર્ષની ઉમ્મરનો હતો ત્યારે મને મળેલો. એ બનાવ જાણે ગઇ કાલેજ ના બન્યો હોય એટલો મારા મનમાં

તાજો છે. રસ્તે એકાંતમાં ચાલતાં મેં નિશ્ચય કર્યો કે જુંડાળા શબ્દો મારે કદી ના બોલવા. એ દિવસથી જેમ જેમ મારી ઉમ્મર અને કેળવણી વધતી ગઇ તેમ તેમ મેં ઘણા નિશ્ચયો કર્યા છે અને મારા માનવા પ્રમાણે હું કહી શકું કે મેં એ વફાદારીથી પાળ્યા છે. નાનપણમાં જમતા પહેલાં અમારે ત્યાં જરા દારૂ પીવાનો રીવાજ હતો. એક દિવસ ઘરમાં દારૂ નહિ હોવાથી પાડોશની દુકાને મને મોકલ્યો. હું ત્યાં ગયો, અને ત્યાં જવાથી જે શરમ અને હલકાઇ મારા મનને લાગી તે હું કદી નહિ ભૂલું. બસ ! દારૂની દુકાને ત્યાર પછી આજ સુધીમાં કોઇ દિવસ હું ગયો નથી. ”

એમના વિદ્યાર્થિજીવનની ખાસ વિશિષ્ટતા એ હતી કે તે વર્ગની ચોપડીઓ વાંચવામાંજ મશગુલ બની રહેતા નહિ. સામાન્ય હિંદી વિદ્યાર્થિવર્ગની એ ખામી તેમનામાં ન હતી. વર્ગનાં પાઠય પુસ્તકો વિના તેમનું બાહ્ય વાંચન પણ વિસ્તૃત હતું. પ્રત્યેક પ્રતિભાશાળી બાળકપર એવા બાહ્ય વાંચનનો ઘણોજ ઉંડો પ્રભાવ પડે છે, અને તેથી તે ઘણોજ લાભ પામે છે. તેવા બાહ્ય વાંચનથી ભાષાશૈલી અને વિચારો પરજ નહિ પરંતુ ચારિત્ર્યબંધારણપર પણ સ્થાયી અસર થાય છે. દાદાભાઇના વિદ્યાર્થિજીવનમાં એવા વાંચનની શું અસર થઇ હતી તે તેમના નીચેના શબ્દો પરથી જણાશેઃ—

“ આ વખતે જે પુસ્તકોના વાંચનથી મારા ચારિત્રનાં જુદાં જુદાં લક્ષણો બંધાયાં અને મારા ભવિષ્યના જીવન ઉપર અસર થઇ તે પુસ્તકો ફીરદોસીનું શાહનામું અને ઝોરોસ્ટ્રીઅન એટલે પારસી ધર્મ પાળનારનાં કર્તવ્યો એ નામની એક ગુજરાતી ચોપડી છે. એમાં વિચાર, વાણી અને કર્મ શુદ્ધ રાખવાનો બોધ હતો; પણ જે સાહિત્યસાથે મારે વધારેમાં વધારે સંબંધ બંધાયો અને જેનાથી મને ઘણું સુખ પ્રાપ્ત થયું છે તે તો અલબત્ત, ‘ વોટ ’ની ‘ મનનો સુધારો ’

Improvement of the mind એ નામની ઇંગ્રેજી ચોપડી હતી. એ ચોપડીએ મારી ભાષાશૈલી અને વિચારપદ્ધતિ ગોઠવ્યાં, એક શબ્દથી ચાલે ત્યાં કદી બે ન વાપરવા, વિચાર અને શૈલી સ્પષ્ટ અને સરળ રાખવાં; એટલું હું એમાંથી શીખ્યો. ત્યારથી મેં 'શિષ્ટ' અને 'અલંકારિક' શૈલીને નમસ્કાર કર્યા. "

વિદ્યાર્થિજીવનની સમાપ્તિ થતાં શું વ્યવસાય કરવો? એ ગંભીર સવાલ ઉભો થયો. તે સમયના હાઇ કોર્ટના મુખ્ય ન્યાયાધીશ અને કેળવણી ખાતાના વડા સર અરસ્કીન પેરીએ તેમને વિલાયત જઇ બેરીસ્ટરની પરીક્ષાનો અભ્યાસ કરવાને ભલામણ કરી. તેને માટે અર્ધો ખર્ચ સર પેરીએ અને અર્ધો સર જમશેદજી જીજીભાઇએ આપવાને કબુલ કર્યું; પરંતુ ભાવીના બળે તેમનાં સગાંસંબંધીઓએ તેમને વિલાયત જવા દીધા નહિ.

આથી તેમને નોકરી ખોળવાની જરૂર પડી અને ઇ૦સ૦ ૧૮૪૬માં શિક્ષકનો પવિત્ર તેમજ મહત્વનો ધંધો તેમણે સ્વીકાર્યો; પરંતુ એવી સાધારણ જગ્યાએ પડી રહેવાને એ મહાન નર સરજાયલા ન હતા. ચાર વર્ષમાંજ એટલે ઇ૦ સ૦ ૧૮૫૦માં તે મદદનીશ અધ્યાપક અને ૧૮૫૪માં ગણિત અને વિજ્ઞાનશાસ્ત્રના અધ્યાપક તરીકે નીમાયા. મદદનીશ અધ્યાપક અને અધ્યાપક તરીકે પણ તેમણે અપૂર્વ ઉત્સાહ અને બાહોશીથી કાર્ય કર્યું; જેથી ઘણા નામાંકિત વિદ્વાનોએ તેમની અત્યંત પ્રશંસા કરી હતી. તે સમયેજ દાદાભાઇ હિંદના અમૂલ્ય હીરા નીવડશે એવી આશાઓ બાંધવામાં આવી હતી, જે આપણા સદ્ભાગ્યે અક્ષરશઃ સત્ય નીવડેલી છે.

પોતાની આ પ્રવૃત્તિમાં દેશસેવા અને સમાજસેવાનાં કાર્યો કરવામાં પણ તેઓ પછાત પડયા ન હતા. એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમાં સ્ટુડન્ટસ લીટરરી ઍન્ડ સાયન્ટીફીક સોસાઇટી સ્થાપવામાં આવી હતી,

જેનો જન્મ તેમના સ્તુત્ય પ્રયાસોને આભારી હતો. તેમને તે મંડળના પ્રમુખ નીમવામાં આવ્યા હતા.

પ્રથમથીજ દાદાભાઇ સ્ત્રીકેળવણીના મહાન પક્ષકાર હતા. એમનામાં એક ખુબી એ હતી કે, તે કેવળ પક્ષ કરીને, શબ્દો વાપરીનેજ જંપી બેસી રહેતા ન હતા; પરંતુ પોતાના તે વિચારોને શી રીતે વ્યવહારમાં ઉતારવા તેનો તેઓ અહર્નિશ વિચાર કર્યા કરતા, અને જ્યારે તે અમલમાં ઉતરે અને તેનું સંતોષકારક વ્યક્ત પરિણામ પ્રાપ્ત થાય, ત્યારેજ જંપતા. તેથી તેમણે સ્ત્રીકેળવણીને સંગીન સહાય શી રીતે કરવી ? તેના ઉપાયો યોજવા માંડયા; જેને પરિણામે ઇ. સ. ૧૮૪૯ માં કોટ, ધોબીતળાવ અને બહારકોટ ખાતે બાલિકાઓને કેળવણી આપવાની ત્રણ શાળાઓ સ્થાપવામાં આવી. એ પ્રમાણે તેઓ પશ્ચિમ હીંદમાં સ્ત્રીકેળવણીના પ્રથમ સ્થાપક હતા. તેમણે વાવેલાં એ બીજનું ફળ કેવું સરસ અને કેવું મિષ્ટ આવેલું છે, તે અત્યારે સ્ત્રીકેળવણીના પ્રમાણમાં બહોળા પ્રચારપરથી આપણે જોઇ શકીએ છીએ. આ ત્રણ કન્યાશાળાઓમાં સાત પારસી યુવકોએ સવારના સાતથી દશ વાગ્યા સુધી દરરોજ શિક્ષક તરીકે મફત કામ કર્યું હતું, અને દાદાભાઇએ પોતે બહાર કોટ આવેલી શાળામાં શિક્ષક તરીકે મફત કામ કર્યું હતું. સહસ્ત્રશઃ ધન્ય છે એ નરરત્નોને ! ઇ૦ સ૦ ૧૮૫૦ માં આ સંસ્થાઓને આર્થિક મદદ મળતાં પગારદાર શિક્ષકો રાખવામાં આવ્યા હતા અને સવારના ત્રણ કલાકને બદલે આખો દિવસ શિક્ષણ અપાવા લાગ્યું.

'લીટરરી મીસ્લેની' નામક એક છાપું પણ નીકળવા લાગ્યું હતું. વળી જ્ઞાનપ્રસારક મંડળ નામે એક સભા સ્થાપવામાં આવી હતી જેદ્વારા સામાજિક અને અન્ય લોકોપકારક વિષયો પર વ્યાખ્યાનો અપાતાં હતાં. ઇ૦ સ૦ ૧૮૪૮ ના જુલાઇ માસથી 'જ્ઞાનપ્રસારક' નામક એક માસિક કાઢવામાં આવ્યું હતું. વળી પારસી કોમમાં સુધારો દા-

અમલ કરવાને 'રાહનુમાય માજદીયસનાન સભા' નામની એક સભા સ્થાપી. તદુપરાંત ધી બોમ્બે એસોસીએશન, ધી ફરામજી ઇન્સ્ટીટયુટ, ધી ઇરાની ફંડ, ધી પારસી જીમનેસિયમ ( અખાડો ), વિધવા પુનર્લગ્ન સભા અને વિકટોરિયા આલ્બર્ટ મ્યુઝિયમ એટલી સંસ્થાઓ સ્થાપવામાં તેમણે આગેવાની પડતો ભાગ લીધો હતો. ૧૮૫૧ માં એમણે રાસ્ત ગોફ્તાર ( સત્ય પ્રકાશ ) નામક ગુજરાતી સાપ્તાહિક વર્તમાન પત્ર કાઢયું. તે પત્રમાં તે સમયે ઘણા આગળ વધેલા અને ઉત્તમ વિચારોવાળા લેખો બહાર પડતા હતા. બે વર્ષ એના તંત્રી તરીકે એમણે સેવા બજાવી હતી. તે વખતે રાસ્ત ગોફ્તારમાં સંસાર સુધારાના અને રાજકીય વિષયો પર અતિ વિદ્વત્તાપૂર્ણ લેખો લખાતા હતા. જે પત્રના જન્મદાતા મહર્ષિ દાદાભાઈ હતા, તે પત્રમાં અત્યારે પહેલાંના જેવું ઝવેરાત ઝળકતું નથી એટલીજ શોકની વાત છે. એ રીતે એમના પ્રવૃત્તિમય જીવનનાં પ્રથમ દશ વર્ષ સંપૂર્ણ લોકસેવામાં ગયાં. એ સંબંધમાં તેઓ પોતે કહે છે કે ભૂતકાળના એ સમય ઉપર જ્યારે જ્યારે હું દ્રષ્ટિપાત કરૂં છું, ત્યારે ત્યારે મારૂં અંતઃકરણ આનંદથી પ્રફુલ્લ બને છે. જે જનસેવા કરવાનું મારૂં કર્તવ્ય હતું તે યથાવિધિ બજાવાયું તે જોઇને મને ઉંડો સંતોષ થાય છે. હા ! યુવાનીના મારા એ દિવસો મને કેવા વ્હાલા લાગે છે !

સને ૧૮૫૫ માં ઇંગ્લાંડમાં વ્યાપાર તથા આડતનું કામ કરવાને માટે " કામા એન્ડ કંપની " નામે પ્રથમ દેશી પેઢીની સ્થાપના કરવામાં આવી. એ પેઢીની લંડનની શાખામાં કામ કરવાને તેના ભાગીયા ખરશેદજી રૂસ્તમજી કામા અને મંચેરજી હોરમસજી કામાની સાથે દાદાભાઇને મોકલવાનું ઠરાવવામાં આવ્યું. અધ્યાપક પ્રોફેસરની જગ્યાપરથી તેમણે બે વર્ષની રજા માગી પણ તે મંજુર થઇ નહિ એટલે રાજીનામું આપીને તેજ વર્ષના જુન માસની તા. ૨૯ મીએ લંડન જવાને

તેઓ ઉપડયા. અહીંયાં તેમના રાજકીય જીવનનો ખરો પાયો નખાયો. એમ માલુમ પડે છે કે ત્યાં ગયા પછી એ ત્રણે સાથીઓએ વ્યાપાર ચલાવવાપર જોઇએ તેટલું ધ્યાન આપ્યું નહિ. એક ગૃહસ્થના કહેવા પ્રમાણે દાદાભાઇએ પાર્લામેન્ટની બ્લુબુકોનો અને હિંદને લગતા સવાલોનો અભ્યાસ કરવામાં, મર્હુમ ખરશેદજી કામાએ પારસી ધર્મનો અભ્યાસ કરવામાં અને મર્હુમ જમશેદજી કાપડીયાએ પોતે ઇરાનની તવારીખનો અભ્યાસ કરવામાં પોતાના વખતનો અને વેપાર ધંધાનો ભોગ આપ્યો અને તેને પરિણામે ૧૮૬૨ માં તેમણે સ્થાપેલી જુદી પેઢી ઇ. સ. ૧૮૬૬ માં પડી ભાગી. પ્રસ્તુત લેખક એમ ધારે છે કે, એ પેઢી પડી ભાગી તેજ ઠીક થયું; કેમકે તેથી વિના વિઘ્ને તેઓ રાજકીય હીલચાલોમાં સંપૂર્ણ છુટથી ભાગ લેવાને શક્તિવાન થયા હતા; પરંતુ આ ભંગાણુથી ઉભી થયેલી મુશ્કીલતો તેમના મહાન પ્રમાણિકપણાને લીધે વધારે નડી નહિ અને તેઓ જલ્દી મુક્ત થઇ ગયા. ઇંગ્લાંડ ગયા પછી સીવીલ સર્વીસની પરીક્ષાના વિષયપર તેઓનું પ્રથમ ધ્યાન ખેંચાયું. ઇ. સ. ૧૮૫૫ માં સીવીલ સર્વીસમાં નીમણોકની પદ્ધતિ બંધ થઇ અને હરીફાઇની પરીક્ષા દાખલ કરવામાં આવી હતી. આ પ્રથમ પરીક્ષામાં રૂસ્તમજી હીરજીભાઇ વાડીઆ નામના એક પારસી ગૃહસ્થે ઉમેદવારી કરી હતી પણ તેમની ઉમ્મરના સંબંધમાં અધિકારીઓ તરફથી વાંધો લેવામાં આવ્યો. દાદાભાઇએ તે વખતના સેક્રેટરી ઓફ સ્ટેટ લોર્ડ સ્ટેનલીના ઉપર એક પત્ર લખીને મી. વાડીઆને થતા ગેરઇન્સાફ તરફ તેઓનું લક્ષ ખેંચ્યું હતું અને જોન બ્રાઇટની મદદથી આ વિષયમાં મોટી લડત ચલાવી હતી. જો કે આમાં દાદાભાઇને ફત્તેહ મળી નહિ તો પણ એઓને એવી ખાત્રી આપવામાં આવી કે ભવિષ્યમાં આ પરીક્ષાને લગતા નિયમોમાં આગમજથી ખબર આપ્યા સિવાય ફેરફાર કરવામાં આવશે નહિ. ઇ. સ. ૧૮૫૯ ની પહેલી માર્ચે લંડન યુની-

વર્સીટી કૉલેજમાં ગુજરાતી ભાષાના પ્રોફેસર તરીકે એઓની નીમણૂંક કરવામાં આવી હતી. તે પછી બે વર્ષ ભોગવીને ૧૮૫૮ની દશમી નવેમ્બરે એઓ ઇંગ્લાંડથી મુંબઇ પાછા આવ્યા. ત્રણ માસ પછી પાછા જઇને લંડન અને લીવરપુલમાં પોતાને નામે જુદી પહેડીઓ કાઢી.

દાદાભાઇના ઇંગ્લાંડ મધ્યેના વસવાટ દરમ્યાન એઓને લાગ્યું કે ઇંગ્લાંડના લોકો હિંદુસ્તાનની ઘણી બાબતોથી અજ્ઞાત છે અને હિંદવાસીઓની ખરી હાલત કેવી છે અને તેઓની પ્રગતિના માર્ગમાં કેવી કેવી મુસ્કેલીઓ છે તેનો ઇંગ્લાંડની પ્રજાને ખ્યાલ આપવાને માટે મહુંમ મી૦ વ્યોમેશચંદ્ર બોનરજીની સાથે **"લંડન ઇન્ડીઆ સોસાઈટી" એ નામનું મંડળ ઇ. સ. ૧૮૬૫ માં** સ્થાપ્યું અને થોડા વખતમાં એ સંસ્થાને મોટા પાયાપર ફેરવી નાખી **"ઇસ્ટ ઇન્ડીયન એસોસીએશન"** એ નામ આપ્યું. આ સંસ્થાદ્વારા હિંદી તથા વિદેશી ગૃહસ્થો અને હિંદુસ્તાનના રીટાયર્ડ થએલા અમલદારો ભાષણો આપતા હતા અને ઇંગ્લાંડની સન્મુખ હિંદની ખરી સ્થિતિનો ચિતાર રજુ કરી આ વિષયમાં તેઓનું અજ્ઞાન દૂર કરતા હતા. નામદાર ગાયકવાડ, હોલ્કર, સીંધીઆ, કચ્છના રાવ વગેરેએ આ સંસ્થાને આર્થિક મદદ કરી હતી. સર ફીરોજશા મહેતા આ વખતે ઇંગ્લાંડમાં બેરીસ્ટરનો અભ્યાસ કરતા હતા. તેઓ પણ વારંવાર આ સંસ્થામાં નિબંધો વાંચતા હતા અને દાદાભાઇ પોતે પણ "સ્વરાજ્ય" ઇત્યાદિ વિષયોપર આ સંસ્થા મારફત ઇંગ્લાંડના જુદા જુદા વિભાગોમાં ફરી ભાષણો આપતા હતા અને ઇંગ્લાંડના લોકોની હિંદ તરફ દિલસોજી ખેંચતા હતા. હિંદુસ્તાનને લગતા વિષયોપર ઇંગ્લાંડનાં જાહેર પત્રોમાં લેખો લખતા હતા અને હિંદી પ્રધાન સાથે મોટો પત્રવ્યવહાર ચલાવતા હતા.

પોતાની પડી ભાગેલી પેઢીની મુશીબતોમાંથી મુક્ત થઇને તેઓ

હિંદપ્રતિ પાછા આવ્યા. અહીંઆં તેમને અસાધારણ માન આપવામાં આવ્યું અને રૂ. ૩૦૦૦૦ ને આશરેની એક રકમ 'પર્સ' રૂપમાં તેમને ભેંટ કરવામાં આવી. આ રકમનો તેમણે પોતાના ખાનગી કામમાં ઉપયોગ ન કરતાં જાહેર સખાવતોમાં ઉપયોગ કર્યો.

ઇ. સ. ૧૮૭૯ માં દાદાભાઇ પાછા પાર્લામેન્ટની હિન્દુસ્તાનના મહેસુલ સંબંધી તંપાસ રાખનારી કમીટી આગળ જુબાની આપવા વિલાયત ગયા. એ કમીટી ફોસેટ કમીટીના નામથી ઓળખાય છે. એ કમીટી આગળ દાદાભાઇએ જે અગત્યની વાતો સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો તે એ હતી કે હિન્દ દેશ ઘણોજ ગરીબ છે, અને દેશના કરનું પ્રમાણ ઘણું ભારે છે. આ વિષય ઉપર દાદાભાઇએ ખાસ અભ્યાસ કર્યો છે, અને નિવૃત થતાં સુધી એમણે એજ વિષય ઉપર ઘણાં ભાષણો કર્યાં છે; અને ઘણા લેખો લખ્યા છે.

કમીટી આગળ જુબાની આપતાં જ્યારે એમણે જણાવ્યું કે હિન્દુસ્તાનના વતનીની સરેરાસ વાર્ષિક આવક માત્ર વીસ રૂપીઆ છે ત્યારે કમીટીના સભાસદોએ એ વાત હસી કાઢી, અને ઘણા હિંદી અંગ્રેજ અમલદારોનો એમના ઉપર ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો; એ વાત ઉપર પાછળથી સખત ચર્ચા ચાલી પણ દાદાભાઇ ડગ્યા નહિ. ૧૮૭૩માં પુરાવા સાથે, દાખલા દલીલોથી આંકડા આપીને એમણે "હિંદની ગરીબાઇ" એ નામનું એક ચોપાનીયું બહાર પાડ્યું. સાત વર્ષ પછી એ ચોપાનીયાની નવી આવૃત્તિ "હિંદની સ્થિતિ" એ નામથી તૈયાર કરી. કેટલાંક વર્ષો પછી હિંદુસ્તાનના રાજ્યના મહેસુલી અમલદાર સર ઇ. બેરીંગ હવે જેઓ લોર્ડ ક્રોમરના નામથી ઓળખાય છે તેઓએ સરકારી રીતે તપાસ કરીને જાહેર કર્યું કે હિંદવાસીઓની માથાદીઠ સરેરાસ વાર્ષિક આવક માત્ર ૨૭ રૂપીઆ છે, એમના ને દાદાભાઇના આંકડામાં ઝાઝો ફેર ન રહેવાથી દાદાભાઇના આંકડા ખરા

તરીકે હિંદી સરકારે સ્વીકાર્યા એમ માનવામાં આપણને કંઇ હરકત નથી. દાદાભાઇએ ફોસેટ કમીટીનું ધ્યાન હિંદના રાજ્યવહીવટમાંની કેટલીક ખામીઓ બાબત દોર્યું હતું, તે નીચે પ્રમાણેઃ—

૧ રાજ્ય વહીવટનું ઉડાઉ ખર્ચ.

૨ ઇંગ્લાંડ તરફ ઘસડાઇ જતું હિંદનું અઢળક દ્રવ્ય.

૩ રાજ્ય વહીવટની મોટી નોકરીઓ આપવામાં હિંદના વતનીઓ તરફ ચલાવવામાં આવતી ગેરવ્યાજબી વર્તણુક.

ઇ. સ. ૧૮૭૪ માં વડોદરા રાજ્યનો કારોબાર સુધારવાને માટે સરકારે ૧૫ માસની ટુંક મુદત વડોદરાના મલ્હારરાવ ગાયકવાડને આપી હતી; તેથી એ રાજાએ પોતાના દીવાન તરીકે દાદાભાઇની નીમણોક કરી. તુરત ચાંપતા ઉપાયો લઇને તેઓએ રાજ્યવ્યવસ્થા સુધારી. તે વખતના વડોદરાના રેસીડંટ કર્નલ ડરેયરને ગાયકવાડ સાથે અણબનાવ ચાલતો હતો તેથી તેણે ગાયકવાડ અને તેના દીવાન દાદાભાઇ, એ બન્નેની વિરૂદ્ધ કેટલીક હકીકતો મુંબઇ સરકારને લખી જણાવી અને મુંબઇ સરકારે તેની તરફદારી કરી. આ ઉપરથી દાદાભાઇએ તે વખતના વાઇસરાય લોર્ડ નોર્થબ્રુક પાસે ફરીઆદ ઉઠાવી અને તે ઉપરથી વડી સરકારે વચ્ચે પડીને વડોદરા રાજ્યની બાબતમાં મુંબઇ સરકારને હાથ નાખતાં અટકાવી અને રેસીડન્ટને વડોદરા છોડી બહાર જવા ફરમાવ્યું અને તેની જગ્યાએ પોતાના ખાસ એજન્ટ અને કમીશનરને નીમીને સઘળો વ્યવહાર પોતાની પાસે રાખવાની ગોઠવણ કરી; એમ છતાં દરબારીઓની નાલાયક ખટપટ અને સતાવણીને લીધે એઓએ બે વખત રાજીનામાં આપ્યાં હતાં, પણ મલ્હારરાવે દાદાભાઇના કાલાવાલા કરીને રાજીનામાં પાછાં ખેંચાવી લીધાં હતાં. આખરે ૧૮૭૪ ના ડીસેમ્બરમાં સ્વાર્થી દરબારીઓની ખટપટ વધવાથી દાદાભાઇએ દીવાનપદ છોડયું. ત્યાર પછી થોડી મુદતે વડોદરાના રેસીડેન્ટને ઝેર

આપવાનો આરોપ મહારાજ મલ્હારરાવ ઉપર મૂકવામાં આવ્યો અને તેમાં દૂષિત ઠરવાથી તેમને પદભ્રષ્ટ કરવામાં આવ્યા.

સને ૧૮૭૫ માં મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનમાં દાદાભાઇને એક મેમ્બર તરીકે ચુંટવામાં આવ્યા હતા અને એક વર્ષની મુદત પછી તેઓ પાછા ઇંગ્લાંડ ગયા. ત્યાં રહીને ૧૮૮૧ માં હિંદી દુકાળ કમીશનના રિપોર્ટપર ટીકારૂપ એક લંબાણ લેખ હિંદી વજીર ઉપર મોકલી આપ્યો. ત્યારબાદ ૧૮૮૨ માં મુંબઇ પાછા ફર્યા. આ વખતે મુંબઇના ગવર્નર તરીકે લોકપ્રિય અમલદાર લોર્ડ રે હતા અને કલકત્તામાં વાઇસિરોય તરીકે લોર્ડ રિપન જેવા ન્યાયી રાજકર્ત્તાનો અમલ ચાલતો હતો અને તેમના કારભારથી લોકોમાં નવું જીવન આવ્યું હતું. આ વખતે હિંદુસ્તાનમાં જુદાં જુદાં વર્તમાનપત્રો મારફતે બહાર પડતો પ્રજા પોકાર અહીંના તેમજ ઇંગ્લાંડના સત્તા વાળાઓમાં સારી પેઠે જાણીતો કરવાના હેતુથી " વોઇસ ઓફ ઇન્ડીઆ " નામે એક માસિક ચોપાનીયું ૧૮૮૩ ની સાલમાં મી. બહેરામજી મહેરવાનજી મલબારીની સાથે મળીને કાઢવા માંડયું. સને ૧૮૮૫ની સાલમાં નામદાર લોર્ડ રેએ મુંબાઇની ધારાસભામાં એક મેમ્બર તરીકે દાદાભાઇની નીમણુંક કરી જેથી હિંદની સર્વે પ્રજાને મોટો સંતોષ થયો.

આ અરસામાં હિંદી નેશનલ કાંગ્રેસનો જન્મ થયો અને ૧૮૮૫ માં મુંબાઇમાં ભરાયલી કોંગ્રેસની પહેલી બેઠકમાં તેમણે હાજરી આપી હતી.

ઈંગ્લાંડમાં નવી ચુંટણી થવાની હોવાથી તેઓ ૧૮૮૬ ના માર્ચમાં ત્યાં ગયા. ત્યાં પાંચ વર્ષની સખત મહેનત પછી ૧૮૯૨ માં સેંટ્રલ ફીન્સબરી પરગણાં તરફથી લીબરલ પક્ષના સભાસદ તરીકે તેઓ પાર્લામેંટમાં દાખલ થઇ શકયા.

તે દરમ્યાન ૧૮૮૭ ના જાન્યુઆરી માસમાં કોંગ્રેસની બીજી બેઠક કલકત્તે થઈ તેના પ્રમુખ તરીકે તેમને પસંદ કરવામાં આવ્યાથી તેઓ હિંદ પાછા આવ્યા. બ્રિટીશ પાર્લામેન્ટમાં નીમાવાનું અસાધારણ માન તેમને મળેલું હોવાથી સમગ્ર ભારત વર્ષે તેમને અપ્રતિમ અભિનંદન આપ્યું હતું. આમની સભામાં તેમણે જે પહેલું ભાષણ આપ્યું હતું તેની અસર ઘણીજ સરસ થઇ હતી. હિંદને લગતા વિષયોમાં પાર્લામેન્ટના સભાસદોને રસ લેતા કરવા માટે પણ કુદરતી રીતે તેમને ઘણો પરિશ્રમ વેઠવો પડયો હતો. હિંદના હિતૈષી સર ડબલ્યુ વેડરબર્ન અને મદ્યનિષેધક સમાજના અગ્રેસર સ્વ. મી. કેઇનની મદદથી એ 'ઇંડીયન પાર્લામેન્ટરી કમીટી' સ્થાપી શકયા હતા. એ કમીટીએ અત્યાર સુધીમાં આપણા દેશની કેટલી બધી કિમતી અને ઉપયોગી સેવા બજાવી છે તેનાથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે !

૧૮૯૩ માં કોંગ્રેસની ૯ મી બેઠક લાહોરમાં મળી તે વખતે તે બીજીવાર પ્રમુખ નીમાયા. તે સમયે એમની વય ૬૮ વર્ષની થઇ હતી અને પોતાના એકના એક પુત્રના મરણનો કારી ઘા તાજો હતો છતાં સ્વદેશના મહાન ઉત્સવપ્રસંગે પોતાના અંગત દુઃખને તેમણે હૃદયના એક ખુણામાં દાટી દીધું હતું.

વળી. ઇ. સ. ૧૯૦૬ માં કોંગ્રેસની ૨૨ મી બેઠક કલકત્તામાં ભરાઇ તે વખતે તેમને ત્રીજી વખત પ્રમુખસ્થાન અર્પીને હિંદવાસીઓએ તેમની મહામુલી સેવાઓની કદર કરી; તે સમયે તેમણે આપેલું ભાષણ ઘણુંજ મનનીય છે !

પાર્લામેન્ટની દાદાભાઇની ટુંક કારકીર્દીનું સૌથી વધારે ઉપયોગી ફળ એ થયું કે ઇ. સ. ૧૮૯૬ માં હિંદુસ્તાનના ખર્ચની તપાસ કરાવવા માટે વેલ્બી કમીશન નીમાયું. દાદાભાઇ નવરોજજી,

સર વીલીયમ વેડરબર્ન તથા ડબ્લ્યુ. એસ. કેઇન એ કમીશનના મેમ્બરો હતા. દાદાભાઇએ પોતે એ કમીશનમાં ૧૮૯૭ માં જુબાની આપી હતી અને જે જે હકીકત એમણે જુબાનીમાં જણાવેલી તે ઉપરથી હિંદુસ્તાનના ગુંચવાડા ભરેલા રાજદ્વારી તથા આર્થિક ગહન પ્રશ્નોનું એમનું જ્ઞાન કેવું વિશાલ અને સંપૂર્ણ છે તે જણાઇ આવ્યું.

૧૮૯૫ માં લીબરલ પક્ષને રાજીનામું આપીને નાસવું પડયું અને નવી ચુંટણીમાં કોન્ઝરવેટીવ પક્ષ સત્તાધીશ બન્યો, દાદાભાઇ આ વખત ચુંટણીમાં હાર પામ્યા જેથી આખો દેશ શોકાતુર બની ગયો; પરંતુ તેઓએ પોતે બીલકુલ ગમગીની બતાવી ન હતી. એ પ્રસંગે " ઇન્ડીયા " પત્ર મારફતે તેમણે પોંતાના સ્વદેશ બંધુઓને મોકલેલો સંદેશો પ્રત્યેક મનુષ્યે ધ્યાનપૂર્વક વાંચવા જેવો છે. તેમાં તેઓ કહે છે કેઃ—

" લગભગ ૫૦ વર્ષથી મારી ખાનગી અને જાહેર જીંદગીમાં મને તરેહવાર અનુભવો થયા છે. રાજકીય, સાંસારિક, કેળવણી ખાતાના, વહેપારી ખાતાના અને રાજ્યવહીવટના મારા જુદી જુદી જાતના જીવનમાં મને ફતેહ તેમજ નિષ્ફળતા ઘણી વખત પ્રાપ્ત થયાં છે, પણ હવે હું કહી શકું કે **ફતેહથી હું કદી ફુલાઇ ગયો નથી, કે નિષ્ફળતાથી ગભરાયો નથી.** એકજ નીતિને હું હંમેશાં વળગી રહ્યો છું. તે એ કે ધીરજ અને આગ્રહ રાખી મંડયા રહેવું. કોઈ પણ સારા કામમાં ફતેહ મળે કે ના મળે પણ એજ નીતિનો આશ્રય કરવો મને યોગ્ય લાગ્યો છે. **જ્યાં સુધી મારૂં શરીર સારૂં છે અને મારી માતૃભૂમિની સેવા કરવાની તક મળે છે, ત્યાં સુધી હું એ ઉત્તમ કાર્યમાં મંડયો રહીશ. હિંદુસ્તાનના કલ્યાણમાં બ્રિટીશ રાજ્યનું કલ્યાણ રહેલું છે અને હિંદના લાભનો પ્રશ્ન તે એકલા**

હિંદુસ્તાન કરતાં ઘણો વધારે વિશાળ છે. × × × હિંદુસ્તાનમાં નાના પ્રકારનાં બળો ઉત્પન્ન થયાં છે, અને હાલના બ્રિટીશ રાજ્યના વિદ્વાનો એ બળોને બ્રિટીશ સામ્રાજ્યના કલ્યાણ માટે, અને પ્રજાજનોનાં સુખ તથા સંતોષ ઉત્પન્ન કરવામાં ઉપયોગ કરે તો સારૂં. મારા નમ્ર પ્રયાસ હંમેશ માફક એજ દિશામાં જારી રહેશે, અને મારા સ્વદેશ બાંધવોને પણ મારી આ હારથી નિરૂત્સાહી બનવાનું કારણ નથી. ”

૧૮૮૭ પછી દાદાભાઇએ ઇગ્લાંડમાંજ વાસ કર્યો હતો અને પોતાના આગ્રહી સ્વભાવને વળગી રહી જન્મભૂમિના કલ્યાણ અર્થે પરદેશનેજ પોતાનું ઘર કર્યું હતું.

ઈ. સ. ૧૮૯૬ માં એમણે ખુશ્કી તથા નૌકા સૈન્યમાં દાખલ થવાની પરીક્ષાઓમાં હિંદવાસીઓને બેસવા દેવામાં આવતા નથી તે માટે પત્રવ્યવહાર ચલાવ્યો. જો કે તેનું પરિણામ શૂન્ય આવ્યું તો પણ એ ઉપરથી તે એટલું પુરવાર કરી શકયા કે જે નિયમોને આધારે એ ખાતાની પરીક્ષાઓ ચલાવવામાં આવે છે તે નિયમો ૧૮૫૮ તથા ૧૮૮૭ ના ઢંઢેરાથી વિરૂદ્ધ છે.

૧૮૯૮ માં સર હેનરી ફાઉલરની સોનાના ચલણ બાબત વિચાર કરવા મળેલી કમીટી આગળ એમણે બે સજજડ લેખો રજુ કર્યા.

૧૯૦૫ માં આમસ્ટરડામમાં સોસ્યલ ડેમોક્રેટ પક્ષની કોંગ્રેસ આગળ હિંદના પ્રતિનિધિ તરીકે એક ભાષણ આપ્યું; જેમાં હિંદમાં ચાલતા અંગ્રેજી રાજ્યવહીવટની પદ્ધતિ વિરૂદ્ધ એક ઠરાવ રજુ કર્યો અને ઘણીજ અલૌકિક અસર ઉપજાવી.

૧૯૦૨ માં “ હિંદની ગરીબાઇ અને ઇંગ્રેજ પ્રજાને ન છાજતો હિંદનો રાજ્ય વહીવટ ” એ નામનું સુપ્રસિદ્ધ પુસ્તક પ્રસિદ્ધ કર્યું.

એ પુસ્તકમાં એમણે એક વાત વારંવાર આગ્રહથી રજુ કરી છે કે હિંદ દેશની અત્યંત ગરીબાઇ જે દિનપ્રતિદિન વધતી જાય છે તેનું કારણ દર વર્ષે હિંદુસ્તાનમાંથી દેશાવર ખાતે ચડતા માલના સ્વરૂપમાં તથા બીજી રીતે ૪૫ કરોડ રૂપીઆ જેટલી ગંજાવર રકમ દેશને એક પાઇનો પણ બદલો મળ્યા વગર ચાલુ ઘસડાઈ જાય છે તે છે. બીજું હાલની રાજ્યવ્યવસ્થાસારૂ ઘણે મોટે ખર્ચે આખા દેશના ચડતા હોદ્દા યુરોપિયનોને આપેલા છે તેને બદલે એ હોદ્દાની નોકરી ઉપર દેશીઓને રાખી દેશનાં ધન પ્રાપ્ત કરવાનાં સાધનો દેશનાજ વતનીઓને આપવાં જોઇએ; વગેરે.

માતૃભૂમિને માટે સતત લડાઈઓ ચલાવ્યા પછી, નશ્વર દેહ શિથિલ થતાં તેમણે નિવૃત્તિ લેવાનું યોગ્ય ધાર્યું અને તેથી વિલાયતને છેવટની સલામ કરી, માતૃભૂમિને ખોળે તે ૧૯૦૬ ની ૧૪ મી ડીસેમ્બરે પધાર્યા. અહીંઆં આવ્યા પછી તેમણે આરામ લેવામાંજ સમય ગાળ્યો છે; પરંતુ હિંદની પ્રગાતને ચિંતાતુર ચક્ષુએ ઉત્સુકતાથી નિહાળી રહ્યા છે, અને હોમરૂલની ચળવળને પણ તેમણે આશીર્વાદો આપ્યા છે. અહીંઆં તેમના મહાન જીવનની કદર કરીને મુંબઇની યુનીવર્સીટીએ તેમના પશ્ચિમ જીવનમાં એલ. એલ. ડી. ની ઉપાધિથી વિભૂષિત કરવાનું અસાધારણ માન મેળવ્યું છે.

મહર્ષિ દાદાભાઇમાં નિરાશા અને આશાનું વિચિત્ર મિશ્રણ થયેલું હતું. હિંદુસ્તાનની સ્થિતિ તેમને શોચનીય—અતિ શોચનીય લાગી હતી; પરંતુ દૂર ભવિષ્યમાં તેનું નશીબ ઉજ્વળ બનવાનું છે એવી તેમને ઉંડી આશા હતી. બ્રિટીશ વ્યક્તિત્વનો એમને આબેહુબ ખ્યાલ હતો, અને તેથી તેઓએ હિંદના ઉજ્વળ ભાવિની આશા ત્યાગી દીધી ન હતી. બ્રિટીશ સ્વતંત્રતા અને બ્રિટીશ પ્રમાણિકતા વિષે તેમને એટલું બધું માન હતું કે, એક વખતે તેમણે એટલે સુધી કહ્યું

હતું કે, જો અમને એમનેએમજ રાખવાના હો તો તમે અમને ખુલ્લે ખુલ્લું એમ કહી નાખતા કેમ નથી ? આવીજ જાતના સવાલો હમણાં હમણાં ઘણાય કરવામાં આવ્યા છે; અને તેજ બ્રિટીશ ઉદારતા અને સ્વતંત્રતા આપણા ઉજ્વળ ભવિષ્યની હજી પણ ખાત્રી આપે છે. ગમે તેમ થાય તો પણ આપણે નિરાશ બનવાનું નથી—અને સંતોષની વાત છે કે આપણે એટલા બધા નિરાશ બન્યા નથી. નિરાશા અને આશા, આશા અને નિરાશા એ જીવનમાં હરઘડી જોવામાં આવે છે, અને હિંદના સંબંધમાં પણ એમજ છે; મહર્ષિ દાદાભાઇના જીવનનો પણ એજ મહામંત્ર છે. દેશબંધુઓ, તમારા હૃદયમાં એ મહામંત્રનો ઉદ્‌ઘોષ અહર્નિશ થવા દેજો, અને મહર્ષિના જીવનનો એ અનેરો પાઠ એકાગ્રચિત્તે પઢજો ! તેમાંજ કલ્યાણ છે, તેમાંજ ઉન્નતિ છે !

મહર્ષિ દાદાભાઇનું જીવન અન્ય પ્રકારે પણ ઘણું કિમતી છે. દરેક સ્ત્રીપુરૂષને તેમાંથી ઘણા પાઠો પઢવાના છે, અને અમે આશા રાખીએ છીએ કે, અમારા ભ્રાતાઓ અને ભગિનીઓ તેમને કાળજીપૂર્વક પઢીને પોતાના જીવનમાં ઉતાર્યા વિના નહિ રહે !

મહર્ષિ દાદાભાઇના મહાન જીવનની સમાપ્તિ સાથે હિંદી રાજકીય ગગનમાંથી એક ઝગઝગતો મોટો તારો અસ્ત થાય છે ! પરંતુ તે તારાએ પોતાની હયાતી દરમ્યાન દીર્ઘ કાળ સુધી એટલો બધો પ્રકાશ આપ્યો છે, એટલાં બધાં જીવનને સત્યમાર્ગે ચઢાવ્યાં છે, વિપંથે જતાં અટકાવ્યાં છે, તેણે હિંદ માતાની એટલી બધી સેવા કરી છે, કે તેના અસ્ત થવાના સમાચાર આપણે તીવ્ર શોક પરંતુ સંતોષથી સાંભળીએ છીએ. પરમ શક્તિમાન પ્રભુ તેમના આત્માને અચળ શાંતિ સમર્પો એજ અમારી છેવટની પ્રાર્થના છે.

( મુંબઇના પ્રસિદ્ધ સાપ્તાહિક પત્ર 'હિંદુસ્તાન' ઉપરથી. )



# स्वामी विवेकानंद

# एमना सद्उपदेश

## भाग चोथो.

## ભરતખંડના મહાપુરુષો.

ભરતખંડના મહાપુરુષોનો ઉલ્લેખ કરવા જતાં મારી કલ્પના આગળ એક એવો અત્યંત પ્રાચીન કાળનો ઇતિહાસ ખડો થાય છે કે જે સમયના કોઈ પણ પ્રસંગનો ઉલ્લેખ ઇતિહાસમાં છેજ નહિ અને જેના ઉપર વીંટાયલા ગાઢ અંધકારનો પડદો ઉંચકવા માટે દંત-કથાઓ ફોગટ ફાંફાં મારી રહી છે. ભરતખંડે અસંખ્ય મહાપુરુષો ઉત્પન્ન કર્યા છે—વાસ્તવિક રીતે હિંદુ પ્રજાએ હજારો વર્ષો થયાં અસંખ્ય મહાપુરુષોની ઉત્પત્તિ સિવાય બીજું કાંઇજ કર્યું નથી. આવી વસ્તુસ્થિતિ હોવાથી ભરતખંડમાં થઇ ગએલા સર્વોત્તમ મહાપુરુષો અને ધર્મરાજ્યમાં યુગાંતર કરનાર આચાર્યોના જીવનચરિત્રોનો મેં જેટલે અંશે અભ્યાસ કર્યો છે તે હું આજે તમારી આગળ દર્શાવીશ. પ્રથમ આપણાં શાસ્ત્રો વિષે કેટલુંક સમજી લેવાની આવશ્યકતા છે. આપણાં

શાસ્ત્રોમાં સત્યના બે જુદા જુદા આદર્શોનો ઉપદેશ કરવામાં આવ્યો છે—

એક આદર્શ સનાતન સત્યનો છે, કે જેનું નિરૂપણ વેદમાં કરેલું છે; અને બીજો પહેલાંના કરતાં કેટલેક દરજ્જે ઓછો પ્રમાણભૂત મનાતો પુરાણ, સ્મૃતિ ઇત્યાદિનો ઉપદેશ છે, કે જે દેશકાળની જુદી જુદી પરિસ્થિતિને માટે વિશેષ ઉપયોગી છે; અને તેનો અધિકાર તેવે પ્રસંગે સર્વોપરિ મનાય છે. જીવાત્મા અને પરમાત્માનું સ્વરૂપ તથા તેમના પરસ્પર સંબંધનો વિષય શ્રુતિ અથવા વેદમાં ચર્ચાયલો છે. બીજા પ્રકારનું સત્ય મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કયસ્મૃતિ, એવા સ્મૃતિગ્રંથોમાં તેમજ પુરાણ, તંત્ર વગેરે શાસ્ત્રીય પુસ્તકોમાં સંગૃહીત કરેલું છે. સ્મૃતિ, પુરાણ, તંત્ર એ સર્વને શ્રુતિનો આધાર રાખવો પડે છે; તેઓ શ્રુતિને અધીન છે; કારણ કે જ્યારે કોઇવાર સ્મૃતિ ઇત્યાદિનો સિદ્ધાંત શ્રુતિના સિદ્ધાંતથી વિરુદ્ધ જાય ત્યારે શ્રુતિનુંજ પ્રમાણ મનાવું જોઇએ એવું શાસ્ત્રનું વિધાન છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે મનુષ્યના જીવનનો ઉચ્ચતમ આદર્શ તથા તેને પ્રાપ્ત કરવાનાં સાધનની રૂપરેખા સંપૂર્ણ રીતે શ્રુતિ એટલે વેદમાં આપેલ છે; અને તેને વિસ્તારથી સમજાવવાનું તથા સામાન્ય વર્ગને પણ સમજ પડે એવા સ્વરૂપમાં ઉતારવાનું કામ સ્મૃતિ, પુરાણ વગેરેનું છે. સાધારણ રીતે શ્રુતિ સત્યના આદર્શનું માત્ર નિદર્શનજ કરાવે છે. મનુષ્યનું અંતિમ લક્ષ્ય શું હોવું જોઇએ અને તેના જ્ઞાનની પરિસીમા ક્યાં સુધી પહોંચે છે એનું સામાન્ય નિરૂપણ શ્રુતિદ્વારા કરવામાં આવ્યું છે. ધાર્મિક જીવન સંબંધે શ્રુતિ જે ઉપદેશ આપે છે એથી વધારે આપી શકાય એમ છે જ નહિ અને આપવા જેવું અવશિષ્ટ રહેતું પણ નથી. જીવાત્માના સંપૂર્ણ વિકાસ માટે જે જે ઉપદેશની જરૂર છે તે સર્વ શ્રુતિમાં સંપૂર્ણરૂપે જોવામાં આવે છે. માત્ર જુદા જુદા સમય અને સંજોગોમાં કેવા કેવા પ્રકારનું વિધાન કરવું જોઇએ એવી જે માહિતી શ્રુતિમાં નથી તે સ્મૃતિમાં આપેલી છે.

શ્રુતિનું એક ખાસ વિશેષત્વ એ છે કે અનેક મહર્ષિઓએ જુદાં જુદાં સત્યોનો સંગ્રહ તેની અંદર કરેલો છે. એમાંના ઘણાખરા પુરુષો હતા, તોપણ કેટલીક સ્ત્રીઓનાં નામ પણ જોવામાં આવે છે. તેમનાં પોતાનાં જીવનચરિત્ર વિષે, તેમના જન્મકાળ વિષે તો આપણે ઘણુંજ થોડું જ્ઞાન ધરાવીએ છીએ; પણ તેમના સર્વોત્કૃષ્ટ વિચારો અથવા તો ગંભીર ચિંતનના પરિણામે તેમણે જે સત્યોનું દર્શન કર્યું હતું તે સત્યો આપણા દેશના ધર્મસાહિત્યના ભંડાર રૂપી વેદમાં લખાઇને સચવાઈ રહ્યાં છે. સ્મૃતિકારો વિષે આપણને વધારે માહિતી ઉપલબ્ધ થએલી છે. એ પુરુષો અત્યંત વિશાળ બુદ્ધિવાળા, અદ્‌ભુત શક્તિસંપન્ન, ઉન્નત ચારિત્ર્યવાળા અને આખા જગતને હલમલાવી નાખવાનું સામર્થ્ય ધરાવનાર મહાત્માઓ હતા. તેમનું **ચારિત્ર્ય એવું ઉન્નત હતું કે જેની આગળ** તેમના પોતાના ઉપદેશો પણ ઝાંખા પડી જાય છે.

આપણા ધર્મની એક ખાસ વિશેષતા કે જેને આપણે બરાબર સમજી લેવી જોઇએ તે એ છે કે, આપણા ધર્મમાં ઇશ્વરને નિર્ગુણ માનેલો છે, તેની સાથે તે સગુણ છે એવું પણ પ્રતિપાદન કરેલું છે. આપણાં શાસ્ત્રોમાં વ્યક્તિગત સંબંધ રહિત, અનંત, સનાતન તત્ત્વસમૂહની સાથે અસંખ્ય અવતારી પુરૂષોએ આપેલા ઉપદેશો પણ ગૂંથેલા છે; પરંતુ શ્રુતિ જે આપણા ધર્મનું મૂળ છે તેમાં તો માત્ર સનાતન તત્ત્વનોજ ઉપદેશ છે. મહાન અવતારી પુરુષો, આચાર્યો તેમજ મહાપુરુષો સંબંધી માહિતી જોઇતી હોય તો પુરાણ અને સ્મૃતિની સહાય લેવી પડે છે. તેની સાથે બીજી એક બાબત લક્ષમાં રાખવા જેવી છે કે આપણા ધર્મ સિવાયના જગતના તમામ ધર્મો કોઇ ને કોઈ ધર્મપ્રવર્તક મહાપુરુષ અથવા એવા મહાપુરુષોના સમૂહ સાથે અવિચ્છિન્ન રીતે સંકળાયલા છે. એ સઘળા ધર્મોની ઇમારત

અમુક વ્યક્તિ ઉપર આધાર રાખે છે. તેઓને સ્થાપનાર કોઈ એક વ્યક્તિજ હોય છે. તેની રચના તેના સ્થાપનાર વ્યક્તિના ચારિત્ર્ય અને તેના મનના વલણ અનુસાર થએલી છે. ખ્રિસ્તીધર્મ જીસસ ક્રાઈસ્ટ ઉપર, મુસલમાનધર્મ મહમદ ઉપર, બૌદ્ધધર્મ બુદ્ધ ઉપર, જૈનધર્મ જિનગણો ઉપર એમ આપણા શુદ્ધ સનાતનધર્મ સિવાયનો દરેક ધર્મ કોઇ ને કોઇ વ્યક્તિના જીવન ઉપર આધાર રાખે છે. આથી કરીને એ ધર્મસંસ્થાપકોના ઐતિહાસિકત્વ વિષે વિદ્વાનોમાં પુષ્કળ વાદવિવાદ ચાલે એ સ્વાભાવિક છે. હવે જો એ પ્રાચીન કાળમાં થઇ ગએલા મહાપુરુષો અથવા ધર્મસંસ્થાપકોના અસ્તિત્વને ઇતિહાસનું સબળ પ્રમાણ પ્રાપ્ત ન થાય તો જે ધર્મની ઇમારત તેના સ્થાપનારના વ્યક્તિત્વ ઉપરજ આધાર રાખે છે તે કડડભૂસ કરીને જમીનદોસ્ત થઇ જાય એમાં આશ્ચર્ય નથી. માત્ર આપણોજ ધર્મ કોઇ અમુક વ્યક્તિના જીવન ઉપર આધાર રાખતો નથી પણ સનાતન તત્ત્વસમૂહઉપરજ પ્રતિષ્ઠિત થએલો છે, અને તેથી કરીને આપણા ધર્મને ઐતિહાસિક આઘાતનો ભય છેજ નહિ. આપણા ધર્મનાં સત્યો અમુક મહાપુરુષે અથવા અમુક અવતારી પુરુષે પ્રકટ કર્યાં છે માટેજ તે આપણને સર્વને માન્ય હોવાં જોઇએ એમ છેજ નહિ. શ્રીકૃષ્ણનાં વચનવડે વેદને આધાર મળતો નથી પણ શ્રીકૃષ્ણે જે સત્યો પ્રકટ કર્યા છે તે વેદનું અનુસરણ કરે છે માટેજ તે માન્ય ગણાય છે. શ્રી કૃષ્ણનું શ્રેષ્ઠત્વ એટલાજ માટે છે કે વેદના સિદ્ધાંતોને તેમણે સર્વોત્તમ રીતે સમજાવ્યા છે. બીજા અવતારી પુરુષો અને મહાપુરુષો માટે પણ એજ નિયમ સમજવો. આપણે પ્રથમજ વિચારી ગયા છીએ કે જીવાત્માના પૂર્ણતમ વિકાસ માટે તથા તેની મુક્તિને માટે જે જ્ઞાન જરૂરનું છે તે સર્વ વેદમાંથી મળી આવે છે. જીવાત્માની મુક્તિની બાબતમાં હવે બીજું નવીન સત્ય શોધવાનું રહ્યુંજ નથી. સત્ય **જ્ઞાનના પરમ લક્ષ્ય-**

**સ્વરૂપ અદ્વૈતતત્ત્વની આગળ જવાનું કદિ પણ બની શકે એમજ નથી.** મનુષ્યના તત્ત્વચિંતનનું છેલ્લામાં છેલ્લું પરિણામ તે જીવ અને બ્રહ્મની એકતા છે. મનુષ્યની બુદ્ધિ એ સત્ય કરતાં વધારે આગળ જઈ શકે એમ છેજ નહિ. હજારો વર્ષો થયાં વેદદ્વારા એ પૂર્ણ એકતા જાહેર થઈ ચૂકી છે. કોઇ પણ તત્ત્વચિંતકને એથી આગળ જવાનો અવકાશજ નથી. જે દિવસે '**તત્ત્વમસિ**'નો સિદ્ધાંત પ્રકટ થયો તેજ દિવસે આધ્યાત્મિક જ્ઞાનની પૂર્ણતા થઈ ગઇ અને એ '**તત્ત્વમસિ**'નું સૂત્ર વેદની અંદરનું છે. ત્યાર પછી લોકોને જુદે જુદે સમયે, જુદી જુદી પરિસ્થિતિમાં, દેશકાળને અનુસરીને ઉપદેશ આપવાનું તથા પ્રાચીન સનાતનધર્મના માર્ગ તરફ જનસમૂહને વારંવાર દોરવાનુંજ કામ બાકી રહ્યું હતું. એ કાર્ય બજાવવાને માટે દરેક યુગમાં જુદા જુદા મહાપુરુષો અને આચાર્યો પ્રકટ થતા આવ્યા છે. ભગવદ્‌ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે ઘણીજ સ્પષ્ટ ભાષામાં અવતારતત્ત્વને પ્રકટ કર્યું છે. એટલી સ્પષ્ટતાપૂર્વક બીજા કોઈ પણ ધર્મગ્રંથમાં એ વિષે ઉલ્લેખ કરેલો જોવામાં આવતો નથી.

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥** भगवद्गीता ॥

"જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ અને અધર્મનો અભ્યુદય થાય છે ત્યારે ત્યારે હું અધર્મનો નાશ કરવા માટે અને ધર્મની સંસ્થાપના કરવામાટે અવતાર ધારણ કરૂં છું."

હિંદુધર્મની ભાવના આવા પ્રકારની છે.

હવે આ ઉપરથી શું ફલિત થાય છે? એક બાજુએ આપણા ધર્મની ભવ્ય ઇમારત મુખ્યત્વે કરીને સનાતન તત્ત્વના પાયા ઉપર સ્થાપિત થએલી જોવામાં આવે છે. એ તત્ત્વો પૂર્ણપણે સ્વતઃ પ્રમાણિત છે; તેઓ કોઇ પણ વિશિષ્ટ પુરુષના અસ્તિત્વ ઉપર કે કોઇ પણ

પ્રકારના કેવળ બુદ્ધિવાદ ઉપર આધાર રાખતાં નથી. તેમનું સત્યત્વ બુદ્ધિવાદવડે સ્થાપિત કરવાની જરૂર નથી. તેઓ ખરૂં જોતાં તર્કથી અતીત છે. અમુક ઋષિ, પછી તે ગમે તેવા મહાન હોય અથવા અમુક અવતાર, પછી ભલે તે ઘણાજ મહિમાવાન હોય, તે અમુક વચન ઉચ્ચારી ગયા છે માટેજ તે ગ્રાહ્ય છે એવી દલીલ ઉપર આપણા ધર્મની રચના થએલી નથી. આપણે એટલે સુધી બેધડકપણે કહી શકીએ છીએ કે અન્ય દેશોનાં દર્શનશાસ્ત્રો કરતાં ભારતીય દર્શનશાસ્ત્ર—**વેદાંત** પોતાની એક ખાસ વિશિષ્ટતાને લીધે **સમગ્ર વિશ્વના ધર્મ તરીકે મનાવાને યોગ્ય છે.** વેદાંતજ આખા જગતમાં સાર્વભૌમિક ધર્મ તરીકે મનાવા લાગ્યું છે, એમ પણ આપણે નિશ્ચિંતપણે કહી શકીએ છીએ, કારણ કે વેદાંત કોઈ પણ વિશિષ્ટ વ્યક્તિને પ્રમાણ માનીને ઉપદેશ આપતું નથી, તે તો માત્ર સનાતન તત્ત્વસમૂહનુંજ દર્શન કરાવે છે. કોઇ પણ વ્યક્તિ સાથે અવિચ્છિન્નપણે સંકળાયલો ધર્મ જગતમાં સમગ્ર માનવજાતિના ધર્મનું સ્થાન લેવા યોગ્ય નથી. આપણા પોતાના દેશમાંજ આપણે જોઇશું તો કેટલાએ મહાન આત્માઓ થઈ ગએલા માલુમ પડશે, પણ તેઓ આખા દેશમાં સર્વને પૂજ્ય નથી. એક નાના સરખા શહેરમાં પણ એવા અનેક જુદી જુદી પ્રતિના ભવ્ય આત્માઓ આપણા જોવામાં આવશે, પણ એકજ વ્યક્તિને બધા ગામના લોકો પોતાના આદર્શ તરીકે માનતા નથી. જો એમજ હોય તો એકજ વ્યક્તિ, પછી તે બુદ્ધ હો અથવા મહમદ હો અથવા જીસસ ક્રાઇસ્ટ હો, ગમે તે હો, પણ તે આખા જગતને માટે એક માત્ર આદર્શરૂપ શી રીતે મનાઇ શકે? અથવા એકજ માણસના વાક્યપ્રમાણવડે સમગ્ર નીતિશાસ્ત્ર અથવા આધ્યાત્મિક તત્ત્વ અથવા ધર્મના સિદ્ધાંતોને સત્ય તરીકે આપણે કેવી રીતે સ્વીકારી શકીએ? વેદાંતધર્મને માટે એવા કોઇ વિશિષ્ટ વ્યક્તિના

વાક્યને પ્રમાણુ તરીકે માની લેવાની બિલકુલ જરૂર નથી. માનવજાતિની સનાતન પ્રકૃતિ એજ તેનો પાયો છે. માનવજાતિના સનાતન આધ્યાત્મિક એકત્વરૂપી પાયા ઉપર તેના નીતિશાસ્ત્રની રચના થએલી છે. એ એકતાને પ્રયત્નવડે સિદ્ધ કરવાની કે ઉપજાવી કહાડવાની જરૂર નથી. એ તો અસલથીજ અનુભવાતી આવી છે. બીજી બાજુએ નજર કરીશું તો માલૂમ પડશે કે આપણા દેશના ઋષિમુનિઓ છેક પ્રાચીન કાળથી જોતા આવ્યા છે કે **જગતમાં મનુષ્યોના મોટા ભાગને કોઇ ને કોઇ વિશિષ્ટ વ્યક્તિ ઉપર અવલંબન કર્યા વગર ચાલતું નથી.** કોઇ ને કોઇ રીતે લોકો એકાદ મનુષ્યને ઇશ્વર તરીકે માની લે છે. જે બુદ્ધ ભગવાને સગુણ ઇશ્વરની વિરુદ્ધ અથવા ઇશ્વરના વ્યક્તિત્વની ( Personal God ) વિરુદ્ધ ઉપદેશ કર્યો હતો, તેજ બુદ્ધના અવસાનને પૂરાં પચાસ વર્ષ પણ ન થયાં એટલામાં તો તેના પોતાનાજ શિષ્યોએ તેનીજ ઇશ્વર તરીકે સ્થાપના કરી દીધી ! ઇશ્વરને એક વ્યક્તિ તરીકે માની લેવાની આવશ્યકતા તો આપણને સ્વીકારવીજ પડે છે, કેમકે મનુષ્યજાતિનો સ્વભાવજ એવો છે કે પરમેશ્વરના અવ્યક્ત સ્વરૂપનો તે સાક્ષાત્કાર કરી શકતો નથી. ઇશ્વરના સ્વરૂપ સંબંધે પોતપોતાને ફાવે તેમ વૃથા કલ્પના કરવા દઇએ (અને ઘણાખરાની બાબતમાં તો તેમની કલ્પના શક્તિ એવી કલુષિત હોય છે કે તેમનો કાલ્પનિક ઇશ્વર ઉપાસનાને યોગ્ય હોતો જ નથી), તે કરતાં તો આ પૃથ્વી ઉપર ઇશ્વરની જીવંત પ્રતિમાઓ કે જે સમયે સમયે આપણી વચ્ચે આવિર્ભૂત થઇને આપણી સાથેજ વસે છે તેમની ઉપાસના કરવી એજ વધારે ઇષ્ટ છે; કારણ કે કોઇપણ પ્રકારના કાલ્પનિક ઇશ્વર કરતાં અથવા આપણી કલ્પનાવડે ઉત્પન્ન કરવામાં આવેલા કોઇપણ પદાર્થ કરતાં, સારાંશમાં આપણે ઇશ્વર સંબંધે ઉંચામાં ઉંચો ખ્યાલ કરી શકીએ તે કરતાં

પણ આ મહાપુરુષો વધારે પૂજનીય છે. ઈશ્વર સંબંધે આપણે ગમે તેટલો ઉંચામાં ઉંચો આદર્શ કલ્પીએ તે કરતાં પણ શ્રીકૃષ્ણ અનેકગણા ઉચ્ચ છે. આપણી કલ્પનાવડે રચાતા ઉંચામાં ઉંચા આદર્શ કરતાં પણ બુદ્ધ ભગવાન વધારે શ્રેષ્ઠ અને જીવંત આદર્શરૂપ છે. આજ કારણને લીધે કોઇપણ પ્રકારના કાલ્પનિક દેવતાઓને બદલે માનવજાતિ આ મહાપુરુષોની છેક પ્રાચીન કાળથી પૂજા કરતી આવી છે. આપણા દેશના મહર્ષિઓને આ વાતની ખબર હતી, તેથી તેમણે ભરતખંડના તમામ લોકોને આ મહાપુરુષોની અથવા અવતારી પુરુષોની પૂજા કરવાની પૂરતી છૂટ આપી છે, એટલુંજ નહિ પણ જેમને આપણે સઘળા નારાયણના સર્વોત્તમ, પૂર્ણ અવતાર તરીકે માનીએ છીએ તે પોતેજ કહે છે કે—

**यद्यद्विभूतिमत्सत्वं श्रीमदूर्जितमेव वा ॥**
**तत्तदेवावगच्छत्वं मम तेजोंशसंभवम्** ॥ ભગવદ્‌ગીતા.

"મનુષ્યજાતિમાં જ્યાં જ્યાં અદ્ભુત આધ્યાત્મિક શક્તિનો પ્રકાશ જોવામાં આવે ત્યાં હું છું એમ સમજવું. મારા દ્વારાજ એ શક્તિનું પ્રાકટ્ય થયેલું છે."

આથી કરીને હિન્દુઓને માટે સર્વ દેશના સર્વ અવતારી પુરુષોની ઉપાસના કરવાનો માર્ગ સદાએ ખુલ્લોજ છે. હિન્દુને કોઇપણ દેશના, કોઇપણ ધર્મના સાધુ મહાત્માનું પૂજન કરવાની છૂટ છે. આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે આપણામાંના કેટલાક લોકો કોઇ કોઇ વાર ખ્રિસ્તીઓના દેવળમાં જઇને ઉપાસના કરે છે અને મુસલમાન પીર અથવા ઑલીઆઓની દરઘાઓમાં જઇને તો ઘણાએ લોકો એ પરધર્મી સાધુઓ તરફ પૂજ્યભાવ બતાવે છે. એ વર્તણુક ઘણી ઉદાર અને પ્રશંસનીય છે, કેમકે આપણે શા માટે ઉદાર ન થવું જોઇએ? શા માટે આપણે અન્ય દેશના મહાત્માઓનું સન્માન ન

કરવું જોઇએ ? આપણે હમણાંજ જોઈ ગયા છીએ કે આપણો ધર્મ સાર્વભૌમિક છે. એ એટલો ઉદાર છે, એટલો વિશાળ છે કે સર્વ પ્રકારના પવિત્ર આદર્શોને આદરપૂર્વક ગ્રહણ કરે છે. જગતમાં જે જે ધર્મના આદર્શો પ્રચલિત થયા છે તે સર્વને આજ ક્ષણે પોતામાં સ્થાન આપવા માટે આપણો ધર્મ તૈયાર છે. ભવિષ્યમાં પણ જે જે આદર્શો પ્રકટ થવાના છે તે સર્વને માટે આપણે ધીરજથી રાહ જોઇએ છીએ. તેમનો પણ આપણે સ્વીકાર કરીશું. વેદાંતધર્મ તેના અનંત, અમર્યાદિત બાહુ પ્રસારીને ઉભો છે. જગતમાં જે જે ધર્મ પ્રકટ થયા છે અને થશે તે સર્વને આલિંગન દેવા તે તૈયાર છે

મહાત્મા અથવા અવતારી પુરુષોને માટે આપણા ધર્મનો શો મત છે તેનું અહીં સુધી આપણે કાંઇક દિગ્દર્શન કર્યું. હવે એ પહેલા દરજ્જાના મહાપુરુષો કરતાં કાંઇક ઉતરતી પંક્તિના મહાત્માઓ પણ જગતમાં હોય છે તેમના વિષે કંઇક વિચારીશું. વેદમાં ઋષિ શબ્દનો ઉલ્લેખ વારંવાર કરવામાં આવ્યો છે અને એ શબ્દ હાલમાં તો છેક સામાન્ય થઈ પડયો છે. ઋષિનું વાક્ય પ્રમાણ શા માટે મનાય છે, એનું તાત્પર્ય આપણે સમજી લેવું જોઇએ. ઋષિ શબ્દનો અર્થ મંત્રનો દ્રષ્ટા, એટલે જેણે કોઇપણ તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો હોય તે. પ્રાચીન કાળથી એકનો એક પ્રશ્ન હજારો વખત પૂછાતો આવ્યો છે કે ધર્મતત્ત્વના ખરાપણાનું પ્રમાણ શું છે ? બાહ્ય ઇન્દ્રિયોવડે ધર્મની સત્યતા પ્રમાણિત થઈ શકતીજ નથી, એવો ઉત્તર પ્રાચીન કાળથી ઋષિગણો આપતા આવ્યા છે.

**“ यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह।”** (તૈત્તરીય ઉપનિષદ્) મનની સાથે તેને (ઇશ્વરને) ન પામવાથી નિષ્ફળ થઇને વાણી પાછી આવે છે. **“ न तत्र चक्षुर्गच्छति न वाग् गच्छति नो मनः।** (કેન ઉપનિષદ્) ત્યાં નેત્રો જઈ શકતાં

નથી, વાણી જઇ શકતી નથી અને મન પણ પહોંચી શકતું નથી.

સેંકડો યુગના યુગ થયાં ઋષિગણો આનો આજ ઉત્તર આપતા આવ્યા છે. આપણા આત્માનું અસ્તિત્વ, ઇશ્વરનું અસ્તિત્વ, અનંત જીવન, મનુષ્ય જીવનનું અંતિમ લક્ષ્ય એવા એવા પ્રશ્નોનો ઉત્તર આપણને બાહ્ય જગતના અવલોકનથી કદિ પણ સંતોષકારક રીતે મળશે નહિ. આપણું મન જે હમેશાં બદલાતુંજ રહે છે, જેનો પ્રવાહ હમેશ ચાલુ હોવાથી જે કદિ સ્થિરિતા ધારણ કરતુંજ નથી, જેના ક્ષણે ક્ષણે હજારો વિભાગ થઇ જવાથી જે હમેશાં મર્યાદિત રહે છે તે મન અનંત, અપરિવર્તનીય, અખંડ અવિભાજ્ય સનાતન વસ્તુને કેવી રીતે જાણી શકે ? તેના સ્વરૂપની ધારણા શી રીતે કરી શકે ? જ્યારે જ્યારે મનુષ્યો ચૈતન્યહીન જડસૃષ્ટિના અવલોકનદ્વારા ઉપર કહેલા મહાન પ્રશ્નોનો ઉત્તર મેળવવા ફોગટ ફાંફાં મારે છે ત્યારે તેનું પરિણામ કેવું શોચનીય આવે છે તેનો સાક્ષી જગતનો ઇતિહાસ છે. ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે વેદોક્ત જ્ઞાન પ્રાપ્ત થાયજ શી રીતે ? ઉત્તર એ છે કે જાતે ઋષિની અવસ્થાએ પહોંચ્યા વગર એ જ્ઞાન થઇ શકે નહિ. ઋષિઓએ પ્રાપ્ત કરેલું જ્ઞાન ઋષિ થઇએ તોજ મળે. આપણી બાહ્ય ઇન્દ્રિયોની સહાયથી આ જ્ઞાન મળી શકે એમ નથી. પણ ઇન્દ્રિયજન્ય જ્ઞાન એજ શું મનુષ્ય જીવનનું અંતિમ લક્ષ્ય છે ? એજ આપણું પ્રાપ્તવ્ય અને સર્વસ્વ છે એમ કહેવાની કોની તાકાત છે ? આપણા જેવા સામાન્ય મનુષ્યોના જીવનમાં પણ કોઇ કોઇ મોટા વિલક્ષણ પ્રસંગો ઉભા થાય છે. કોઈ વાર આપણા પરમ પ્રિય સ્વજનને આપણી સમક્ષ મરણ પામતો જોઇએ છીએ અથવા બીજી કોઇ જાતનો આઘાત આપણા હૃદયને થાય છે; તેમજ કોઇ વખત અત્યંત આનંદનો અવસર ઉપસ્થિત થાય છે ત્યારે આપણું મન અત્યંત શાંત બની જાય છે અને ક્ષણવાર સુધી પોતાના ખરા

